

श्रीकृष्णः ।

# ॥ षोडश ग्रन्थाः ॥

। श्रीमद्वल्लभाचार्यचरणप्रणीताः ।

ते च

मङ्गलपुरस्थशास्त्रिकाशीरामात्मजकेशवशर्मणा

समश्लोकीगुर्जरानुवादेनालङ्कृत्य राजनगरे

"गुजरात" मुद्रणालये मुद्राप्य

"अमीलाल जमनादास

श्रीमांगरोल वैष्णव सुबोधिनी" पाठशालातः

प्रकटीकृताः ।

*Mangrol.*

श्रीवल्लभाब्दाः ४४६. विक्रमाब्दाः १९८२.

मूल्यं रू. ०-२-६.

# નિવેદન.

**પરમ ભાગવતો !**

શ્રીમદ્ભગવન્મુખારવિન્દાવતાર અસદ્વાદતમોભિદ્ બ્રહ્મવાદ દિનમણિ શ્રીમદ્વલ્લભાધીશ્વરપ્રભુની વાક્સુધાનો અનુવાદ વૈષ્ણવધર્મ-પતાકા માસિકના સપ્તમ વર્ષના ૮ મા અંકથી શરૂ થયો હતો; અને ૮ મા અને ૧૦ મા અંકમાં બાળબોધ અને સિદ્ધાન્તમુક્તા-વલિના અનુવાદો છપાયા પણ હતા. પરન્તુ ત્યાર પછી કોઈ કારણે પતાકામાં નવા અનુવાદો છપાતા બન્ધ થતાં, આ કામ અટક્યું હતું; જે ફરી આજ પૂરાં અઢી વર્ષે સમ્પૂર્ણ કરી આપ સમક્ષ મૂકવા ભાગ્યશાળી થયો છું.

શ્રીમદ્વાગધીશ્વરની કૃતિઓ સૂત્રાત્મક હોતાં, ટૂંકમાં અર્થ સમજાવવો અતિ કઠિન છે; છતાં શ્રીમદાચાર્યચરણોની કૃપાથી યાવચ્છક્ય પ્રયાસ કર્યો છે.

અનુવાદ-વિષયમાં મારા પૂજ્ય પિતૃચરણની સૂચનાઓ અતિ ઉપયોગી થઈ પડી છે; જેનું ઋણ ચુકવવા હું આ જન્મ પર્યન્ત સમર્થ છુંજ નહિં.

આ પુસ્તક છપાવવામાં સ્વ. શેઠ વલ્લભદાસ હરજીવને રૂ. ૩૭॥, મુખ્યાજી કેરશનદાસ નાનાલાલે રૂ. ૧૨॥ અને દેશાઈ જગજીવન જેચન્દે રૂ. ૧૨॥ ની સહાય આપી છે. જેથી તેઓના મેઅ આભારી છીએ. તેમને અનુક્રમે ૩૦૦, ૧૦૦, ૧૦૦ પ્રતિઓ આપવી ઠરી છે.

આ અલ્પ પ્રયાસને પૂર્ણ પુરુષોત્તમ યશોદોત્સંગલાલિત શ્રીકૃષ્ણચન્દ્રપ્રભુના ચરણારવિન્દમાં અર્પી, વિરમું છું.

માંગરોલ-કાઠીઆવાડ
માઘ ૧૯૮૨
વસન્ત પંચમી.

વૈષ્ણવજનચરણરજોભિલાષુક,

કેશવ શર્મા.

# षोडश ग्रन्थाः ।

( समश्लोकीगुर्जरानुवादयुताः । )

अनुवादकः

शास्त्रिकाशीरामात्मजकेशवशर्म्मा ॥

श्रीकृष्णः ॥

# अथ श्रीयमुनाष्टकम् ॥

नमामि यमुनामहं सकलसिद्धिहेतुं मुदा
मुरारिपदपङ्कजस्फुरदमन्दरेणूत्कटाम् ॥
तटस्थनवकाननप्रकटमोदपुष्पाम्बुना
सुरासुरसुपूजितस्मरपितुः श्रियं बिभ्रतीम् ॥१॥
कालिन्दीगिरिमस्तके पतदमन्दपूरोज्ज्वला
विलासगमनोल्लसत्प्रकटगण्डशैलोन्नता ॥
सघोषगतिदन्तुरा समधिरूढदोलोत्तमा
मुकुन्दरतिवर्द्धिनी जयति पद्मबन्धोः सुता ॥२॥
भुवं भुवनपावनीमधिगतामनेकस्वनैः
प्रियाभिरिव सेवितां शुकमयूरहंसादिभिः ।
तरङ्गभुजकङ्कणप्रकटमुक्तिकावालुका-
नितम्बतटसुन्दरीं नमत कृष्णतुर्यप्रियाम् ॥३॥
अनन्तगुणभूषिते ! शिवविरञ्चिदेवस्तुते !
घनाघननिभे ! सदा ध्रुवपराशराभीष्टदे ! ।
विशुद्धमथुरातटे ! सकलगोपगोपीवृते !
कृपाजलधिसंश्रिते ! मम मनः सुखं भावय ॥४॥

॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

# શ્રીયમુનાષ્ટક.

નમું સકલસિદ્ધિદા, સુરજની સુતાને મુદા,
  મુરારિ–પદ–કંજની, રજ ઘણી લસે જ્યાં સદા;
તટે નવ–વને લસ્યાં, પ્રકટ ફૂલ–પાણી વતી,
  સુરાસુર થકી ચર્ચ્યા, પ્રભુ તણી ખુબી ધારતી. ૧

કાલન્દ–શિખરે પડયાં, ધવલ પૂરથી ઓપતી,
  વિલાસ ગતિથી લસી, પ્રકટ ટેકરે ઠેકતી;
સઘોષ–ગતિથી જતી, નહિ શું ઝૂલણે ઝૂલતી ?
  મુકુન્દ–રતિ પોષતી, રવિસુતા સદા જીતતી. ૨

મળી ભુવનપાવની, મહિમહિં સુસેવેલ એ,
  પ્રિયા જ્યમ ઘણા સ્વને, શુક–મયૂર–હંસાદિએ;
તરંગ–ભુજકંકણે, પ્રકટ વેળુ–મોતી ઘણે,
  નમો, લસિત કૃષ્ણની, તટવતી પ્રિયા–તુર્યને. ૩

અનન્ત ગુણથી લસી ! શિવ–વિરંચિ–દેવે સ્તવી !
  ધ્રુવાદિક–અભીષ્ટદા ! નહિ શું મેઘમાલા નવી ?
તટે સુમથુરાવતી ! સકલ ગોપ–ગોપીવતી !
  કૃપાજલધિસુક્ત મા ! સુખ વિચાર મારું અતિ. ૪

यया चरणपद्मजा मुररिपोः प्रियं भावुका
समागमनतोऽभवत्सकलसिद्धिदा सेवताम् ।
तया सदृशतामियात्कमलजा सपत्नीव य-
द्धरिप्रियकलिन्दया मनसि मे सदा स्थीयताम् ॥५॥
नमोऽस्तु यमुने ! सदा तव चरित्रमत्यद्भुतं
न जातु यमयातना भवति ते पयःपानतः ।
यमोऽपि भगिनीसुतान्कथमु हन्ति दुष्टानपि
प्रियो भवति सेवनात्तव हरेर्यथा गोपिकाः ॥६॥
ममास्तु तव सन्निधौ तनुनवत्वमेतावता
न दुर्लभतमा रतिर्मुररिपौ मुकुन्दप्रिये ! ।
अतोऽस्तु तव लालना सुरधुनी परं सङ्गमा-
त्तवैव भुवि कीर्तिता न तु कदापि पुष्टिस्थितैः ॥७॥
स्तुतिं तव करोति कः कमलजासपत्नि ! प्रिये !
हरेर्यदनुसेवया भवति सौख्यमामोक्षतः ।
इयं तव कथाधिका सकलगोपिकासङ्गम-
स्मरश्रमजलाणुभिः सकलगात्रजैः सङ्गमः ॥८॥
तवाष्टकमिदं मुदा पठति सूरसूते ! सदा
समस्तदुरितक्षयो भवति वै मुकुन्दे रतिः ।
तया सकलसिद्धयो मुररिपुश्च सन्तुष्यति
स्वभावविजयो भवेद्वदति वल्लभः श्रीहरेः ॥९॥

જતાં ચરણપદ્મજા, શુભ સમાગમે જે તણે,
થઈ પ્રિય મુરારિને, સકલસિદ્ધિદા દાસને;
"હરીફ તુજ તે તણી, કમલજા સપત્ની" કહે,
હરિપ્રિય-કલિન્દજા ! મુજ મને સદા તું રહે. ૫

પ્રણામ, યમુને ! તને, ચરિત ચિત્ર તારું સદા,
બને ન યમયાતના, તુજ જલો પિવાતાં કદા,
હણે કયમ કરી કદી, યમ વળી કુ-ભાણેજને?
બને પ્રિય, યજી તને, જયમ વ્રજાંગના કૃષ્ણને. ૬

થજો તુજ કને નવું મુજ શરીર, આવું થયે,
મુરારિ મહિં દોહ્યલી, રાત નથી મુકુન્દ-પ્રિયે !
કરું છું તુજ લાડ આ, તુજ સમાગમે જાહ્નવી,
સ્તવેલ અહિંઆ થઈ, નહિ કદી કૃપાસ્થે સ્તવી. ૭

સ્તવે અહિં કયો, હરિ-પ્રિય ! રમા-સપત્ની ! તને ?
થવાય અનુસેવને, ગતિ લગી સુખી જે તણે;
કથા અધિક આજ છે, "સકલ ગોપિકા-સંગમે,
"બધાં અવયવે વળ્યાં, શ્રમ-જલાણુથી સંગમે." ૮

"સદેવ પદ આઠ આ, તુજ ભણે. સુતા ! સૂર્યની,
"ટળે દુરિત સર્વ ને, રતિ બને મુકુન્દે ઘણી;
"મુરારિ ખુશ થાય ને, સકલ સિદ્ધ આવે, નભે,
"સ્વભાવ જય થાય" આ, હરિ તણા કહ્યું વલ્લભે. ૯

# ॥ अथ बालबोधः ॥

नत्वा हरिं सदानन्दं सर्वसिद्धान्तविग्रहम् ।
बालप्रबोधनार्थाय वदामि सुविनिश्चितम् ॥१॥
धर्मार्थकाममोक्षाख्याश्चत्वारोऽर्था मनीषिणाम् ।
जीवेश्वरविचारेण द्विधा ते हि विचारिताः ॥२॥
अलौकिकास्तु वेदोक्ताः साध्यसाधनसंयुताः ।
लौकिका ऋषिभिः प्रोक्तास्तथैवेश्वरशिक्षया ॥३॥
लौकिकांस्तु प्रवक्ष्यामि वेदादाद्या यतः स्थिताः ।
धर्मशास्त्राणि नीतिश्च कामशास्त्राणि च क्रमात् ॥४॥
त्रिवर्गसाधकानीति न तन्निर्णय उच्यते ।
मोक्षे चत्वारि शास्त्राणि लौकिके परतः स्वतः ॥५॥
द्विधा द्वे द्वे स्वतस्तत्र सांख्ययोगौ प्रकीर्तितौ ।
त्यागात्यागविभागेन सांख्ये त्यागः प्रकीर्तितः ॥६॥
अहन्ताममतानाशे सर्वथा निरहङ्कृतौ ।
स्वरूपस्थो यदा जीवः कृतार्थः स निगद्यते ॥७॥
तदर्थं प्रक्रिया काचित्पुराणेऽपि निरूपिता ।
ऋषिभिर्बहुधा प्रोक्ता फलमेकमबाह्यतः ॥८॥
अत्यागे योगमार्गो हि त्यागोऽपि मनसैव हि ।
यमादयस्तु कर्तव्याः सिद्धे योगे कृतार्थता ॥९॥

# બાલબોધ.

નમી હરિ સદાનન્દે, ખૂબ નક્કી કરી અને,
કહું છું બાલબોધાર્થ, સર્વ સિદ્ધાન્ત-સંઘને. ૧

"ધર્મ, અર્થ, કામ, મોક્ષ," ચાર અર્થો સુજાનના;
જીવ-ઈશ-વિચારે તે, નક્કી છે બે પ્રકારના. ૨

સાધ્ય-સાધનથી યુક્ત, છે વેદોક્ત અલૌકિક;
તેમ ઈશ્વર-ઇચ્છાએ, છે ઋષિપ્રોક્ત લૌકિક. ૩

છે અલૌકિક વેદોમાં, કહું તેથીજ લૌકિક;
ધર્મ-નીતિ-કામ શાસ્ત્રો, ત્રિવર્ગોનાંજ સાધક. ૪

તેથી નિર્ણય તેઓનો, કેવામાં આવતો નથી;
લૌકિકી મુક્તિમાં ચાર, શાસ્ત્રો, બીજે અને સ્વથી, ૫

બે રીતે, ત્યાં સ્વથી બે બે, સાંખ્યયોગ કહેલ છે,
ત્યાગ-અત્યાગ ભાગે તો, સાંખ્યે ત્યાગ કહેલ છે. ૬

નિરહમ્ભાવથી રેતાં, અહન્તા મમતા જતાં,
જ્યારે સ્વરૂપમાં જીવ, કહી તેની કૃતાર્થતા. ૭

તે માટે પ્રક્રિયા કોઈ, રીતે જે ઋષિપ્રોક્ત છે,
પુરાણે તે કહેલી છે, જે તણું ફલ એક છે. ૮

છે યોગમાર્ગ અત્યાગે, ત્યાગ તે પણ ચિત્તથી;
યમાદિ કરવાના છે, કૃતાર્થી સિદ્ધ યોગથી. ૯

पराश्रयेण मोक्षस्तु द्विधा सोऽपि निरूप्यते ।
ब्रह्मा ब्राह्मणतां यातस्तद्रूपेण च सेव्यते ॥१०॥
ते सर्वार्था न चाद्येन शास्त्रं किञ्चिदुदीरितम् ।
अतः शिवश्च विष्णुश्च जगतो हितकारकौ ॥११॥
वस्तुनः स्थितिसंहारौ कार्यौ शास्त्रप्रवर्तकौ ।
ब्रह्मैव तादृशं यस्मात्सर्वात्मकतयोदितौ ॥१२॥
निर्दोषपूर्णगुणता तत्तच्छास्त्रे तयोः कृता ।
भोगमोक्षफले दातुं शक्तौ द्वावपि यद्यपि ॥१३॥
भोगः शिवेन मोक्षस्तु विष्णुनेति विनिश्चयः ।
लोकेऽपि यत्प्रभुर्भुङ्क्ते तन्न यच्छति कर्हिचित् ॥१४॥
अतिप्रियाय तदपि दीयते क्वचिदेव हि ।
नियतार्थप्रदानेन तदीयत्वं तदाश्रयः ॥१५॥
प्रत्येकं साधनं चैतद् द्वितीयार्थे महाश्रमः ।
जीवाः स्वभावतो दुष्टा दोषाभावाय सर्वदा ॥१६॥
श्रवणादि ततः प्रेम्णा सर्वं कार्यं हि सिद्ध्यति ।
मोक्षस्तु सुलभो विष्णोर्भोगश्च शिवतस्तथा ।
समर्पणेनात्मनो हि तदीयत्वं भवेद्ध्रुवम् ॥१७॥
अतदीयतया चापि केवलश्चेत्समाश्रितः ।
तदाश्रयतदीयत्वबुद्ध्यै किञ्चित्समाचरेत् ॥१८॥
स्वधर्ममनुतिष्ठन् वै भारद्वैगुण्यमन्यथा ।
इत्येवं कथितं सर्वं नैतज्ज्ञाने भ्रमः पुनः ॥१९ ॥

પરના આશ્રયે મોક્ષ, એ રીતે તે વદાય છે,
બ્રહ્મા બ્રાહ્મણતા પામ્યા, તે રૂપે તે યજાય છે. ૧૦
નથી મોક્ષાદિ બ્રહ્માથી, શાસ્ત્ર કાંઈ કહેલ છે;
શમ્ભુ વિષ્ણુ, ભલું આથી, જગનું કરનાર છે. ૧૧
વસ્તુ–સ્થિતિ નાશકર્તા, *છે પ્રવર્તક શાસ્ત્રના;
તે રૂપ બ્રહ્મ છે તેથી, સર્વાત્મકપણે ભણ્યા. ૧૨
નિર્દોષપૂર્ણગુણતા, કહી તેની સ્વશાસ્ત્રમાં;
ભોગ–મોક્ષફળો દેવા, સત્તાળા બેઉ છે સમા. ૧૩
તથાપિ શમ્ભુથી ભોગ, મોક્ષ વિષ્ણુ થકી મળે;
ભોગવે પ્રભુ લોકે જે, શિવથી ન કદી મળે. ૧૪
કોવાર તેય આપે જો, ભક્ત હોય અતિ પ્રિય,
નિયતાર્થ તણા દાને, તદીયત્વ તદાશ્રય. ૧૫
આ છે સાધન પ્રત્યેક, બીજે અર્થે મહા શ્રમ;
સ્વભાવે દુષ્ટ છે જીવ, દોષાભાવાર્થ કાયમ. ૧૬
શ્રવણાદિ કરે તેથી, પ્રેમથી સર્વ સિદ્ધ છે;
સવળો વિષ્ણુથી મોક્ષ, ભોગ તો શમ્ભુથીજ છે;
આત્માર્પણ વડે નક્કી, તદીયપણું થાય છે. ૧૭
થઇને ન અને તેનો, આશ્રયે એકનિષ્ઠ જો;
તદાશ્રય તદીયત્વ, જ્ઞાનાર્થે ધર્મમાં રહ્યો ૧૮
હમ્મેશાં આચરે કાંઈ, નહિ તો ભાર એ ગણો.
એ પ્રમાણે કહ્યું સર્વ, એ જાણ્યે ભ્રમ ના બનો. ૧૯

# अथ सिद्धान्तमुक्तावलिः ॥

नत्वा हरिं प्रवक्ष्यामि स्वसिद्धान्तविनिश्चयम् ।
कृष्णसेवा सदा कार्या मानसी सा परा मता ॥१॥
चेतस्तत्प्रवणं सेवा तत्सिद्ध्यै तनुवित्तजा ।
ततः संसारदुःखस्य निवृत्तिर्ब्रह्मबोधनम् ॥२॥
परं ब्रह्म तु कृष्णो हि सच्चिदानन्दकं बृहत् ।
द्विरूपं तद्धि सर्वं स्यादेकं तस्माद्विलक्षणम् ॥३॥
अपरं तत्र पूर्वस्मिन्वादिनो बहुधा जगुः ।
मायिकं सगुणं कार्यं स्वतन्त्रं चेति नैकधा ॥४॥
तदेवैतत्प्रकारेण भवतीति श्रुतेर्मतम् ।
द्विरूपं चापि गङ्गावज्ज्ञेयं सा जलरूपिणी ॥५॥
माहात्म्यसंयुता नृणां सेवतां भुक्तिमुक्तिदा ।
मर्यादामार्गविधिना तथा ब्रह्मापि बुद्ध्यताम् ॥६॥
तत्रैव देवतामूर्तिर्भक्त्या या दृश्यते क्वचित् ।
गङ्गायां च विशेषेण प्रवाहा भेदबुद्धये ॥७॥
प्रत्यक्षा सा न सर्वेषां प्राकाम्यं स्यात्तया जले ।
विहिताच्च फलात्तद्धि प्रतीत्यापि विशिष्यते ॥८॥
यथा जलं तथा सर्वं यथा शक्ता तथा बृहत् ।
यथा देवी तथा कृष्णस्तत्राप्येतदिहोच्यते ॥९॥

૧૧ ૧૨૮૮૦

# સિદ્ધાન્તમુક્તાવલિ.

નમી શ્રીહરિને બોલું, નક્કી જે સ્વમતે રહે,
કૃષ્ણસેવા કરો નિત્ય, માનસી તે પરા કહે. ૧

ચિત્ત તન્મય તે સેવા, તે કાજે તન ને ધન,
તેથી ભવાબ્ધિનો અન્ત, તથા બ્રહ્મનું બોધન. ૨

છે પરબ્રહ્મ શ્રીકૃષ્ણ, સચ્ચિદાનન્દ અક્ષર;
જગદ્રૂપ જગદ્ભિન્ન, બે રીતે આમ અક્ષર. ૩

જગદ્રૂપ રહેલાને વાદીઓ માનતાં કઈ,
"માયાળું, કાર્ય, સગુણ, સ્વતન્ત્ર" એક એ નહિ. ૪

શ્રુતિ માને "જગદ્રૂપ, આ રીતે તેજ થાય છે;"
એ રૂપે પણ ગંગાવત, જાણો તે જલરૂપ છે. ૫

ભોગ ને મોક્ષ દેનારી, સેવનારા મનુષ્યને;
મર્યાદામાર્ગ-વિધિએ, સમજો તેમ બ્રહ્મને. ૬

ગંગાને સ્રોતનું ઐક્ય, એવું છે જે તણું મન;
તેને દેવી પ્રવાહોમાં, ભક્તિથી દેય દર્શન. ૭

તે બધાને ન પ્રત્યક્ષ, જલે પ્રાકામ્ય તે થકી;
તે છે વિશેષ વિશ્વાસે, ને શાસ્ત્રોક્ત ફળો થકી. ૮

જેમ પાણી, બધું તેમ; બૃહત્, જેમ સશક્ત તે;
દેવી માફક છે કૃષ્ણ, કહું ત્યાંય પ્રપંચ તે. ૯

जगत्तु त्रिविधं प्रोक्तं ब्रह्मविष्णुशिवास्ततः ।
देवता रूपवत्प्रोक्ता ब्रह्मणीत्थं हरिर्मतः ॥१०॥
कामचारस्तु लोकेऽस्मिन्ब्रह्मादिभ्यो न चान्यथा ।
परमानन्दरूपे तु कृष्णे स्वात्मनि निश्चयः ॥११॥
अतस्तु ब्रह्मवादेन कृष्णे बुद्धिर्विधीयताम् ।
आत्मनि ब्रह्मरूपे तु छिद्रा व्योम्नीव चेतनाः ॥१२॥
उपाधिनाशे विज्ञाने ब्रह्मात्मत्वावबोधने ।
गङ्गातीरस्थितो यद्वद्देवतां तत्र पश्यति ॥१३॥
तथा कृष्णं परं ब्रह्म स्वस्मिञ्ज्ञानी मपश्यति ।
संसारी यस्तु भजते स दूरस्थो यथा तथा ॥१४॥
अपेक्षितजलादीनामभावात्तत्र दुःखभाक् ।
तस्माच्छ्रीकृष्णमार्गस्थो विमुक्तः सर्वलोकतः ॥१५॥
आत्मानन्दसमुद्रस्थं कृष्णमेव विचिन्तयेत् ।
लोकार्थी चेद्भजेत्कृष्णं क्लिष्टो भवति सर्वथा ।
क्लिष्टोऽपि चेद्भजेत्कृष्णं लोको नश्यति सर्वथा ॥१६॥
ज्ञानाभावे पुष्टिमार्गी तिष्ठेत्पूजोत्सवादिषु ।
मर्यादास्थस्तु गङ्गायां श्रीभागवततत्परः ॥१७॥
अनुग्रहः पुष्टिमार्गे नियामक इति स्थितिः ॥
उभयोस्तु क्रमेणैव पूर्वोक्तैव फलिष्यति ।
ज्ञानाधिको भक्तिमार्ग एवं तस्मान्निरूपितः ॥१८॥

કહ્યું છે ત્રિગુણી વિશ્વ, તો બ્રહ્મા, વિષ્ણુ, શમ્ભુ એ;
ઉપાસ્ય દેવ પેઠે છે, અક્ષરે હરિ આમ છે. ૧૦
વિષય-પ્રાપ્તિ તો લોકે, દે બ્રહ્માદિ, ન અન્યથા;
ભક્તને પરમાનન્દ, કૃષ્ણમાં નેમ સર્વથા. ૧૧
બ્રહ્મવાદ વડે આથી, રાખવી બુદ્ધિ કૃષ્ણમાં;
જાણે આકાશમાં છિદ્રો, જીવો છે એમ બ્રહ્મમાં. ૧૨
ઉપાધિ વણસ્યે, "પોતે, છે બ્રહ્માત્મક"-જ્ઞાનમાં;
જેમ ગંગાતટે ઊભો, નિરખે મૂર્ત્તિ વારિમાં, ૧૩
તેમ જ્ઞાની, પરબ્રહ્મ, જૂએ કૃષ્ણ સ્વદેહમાં;
સંસારી જે ભજે કૃષ્ણ, રહીને દૂર દેશમાં, ૧૪
દુઃખભાગી બને જોતાં, પાણીના ત્યાં અભાવથી;
તેથી શ્રીકૃષ્ણમાર્ગસ્થ, વિખૂટો સર્વ લોકથી. ૧૫
આત્માનન્દસમુદ્રસ્થ, સ્મરે શ્રીકૃષ્ણ સર્વથા;
લોકાર્થી જો ભજે કૃષ્ણ, દુઃખી તે થાય સર્વથા;
દુઃખી પણ ભજે કૃષ્ણ, લોકનો નાશ સર્વથા. ૧૬
જ્ઞાનાભાવે પુષ્ટિમાર્ગી, રહે પૂજોત્સવાદિમાં;
મર્યાદામાર્ગી તો ત્યાં લે, જઈ ભાગવત સ્વમાં. ૧૭
"અનુગ્રહ પુષ્ટિમાર્ગે, નક્કી છે." સ્થિતિ એમ છે;
જ્ઞાની ને ભક્ત, બન્નેને, મળવાની જ મુક્તિ છે;
અધિક જ્ઞાનથી ભક્તિ, આમ તેથી કહેલ છે. ૧૮

भक्त्यभावे तु तीरस्थो यथा दुष्टैः स्वकर्मभिः ।
अन्यथाभावमापन्नस्तस्मात्स्थानाच्च नश्यति ॥१९॥
एवं स्वशास्त्रसर्वस्वं मया गुप्तं निरूपितम् ।
एतद्बुध्वा विमुच्येत पुरुषः सर्वसंशयात् ॥२०॥

---

## अथ पुष्टिप्रवाहमर्यादाभेदः ॥

पुष्टिप्रवाहमर्यादा विशेषेण पृथक् पृथक् ।
जीवदेहक्रियाभेदैः प्रवाहेण फलेन च ॥१॥
वक्ष्यामि सर्वसन्देहा न भविष्यन्ति यच्छ्रुतेः ।
भक्तिमार्गस्य कथनात्पुष्टिरस्तीति निश्चयः ॥२॥
"द्वौ भूतसर्गौ" इत्युक्तेः प्रवाहोऽपि व्यवस्थितः ।
वेदस्य विद्यमानत्वान्मर्यादापि व्यवस्थिता ॥३॥
कश्चिदेव हि भक्तो हि "यो मद्भक्त" इतीरणात् ।
न सर्वोऽतः प्रवाहाद्धि भिन्नो वेदाच्च भेदतः ॥४॥

---

३. द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ ! मे शृणु ॥
भ. गी. १६-६.

४ अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारम्भपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥
भ. गी. १२-१६.

ભક્તિ કેરા અભાવે તો, ગંગાતીરે સ્વકર્મથી,
  રહીને ઊલટા ભાવે, નષ્ટ થાય જ સ્થાનથી. ૧૯
આ રીતે સઘળું ગુપ્ત, નિરૂપ્યું મેં સ્વશાસ્ત્રને;
  છૂટે પુરુષ આ જાણી, સર્વ સંશયથી બને. ૨૦

---

## પુષ્ટિપ્રવાહમર્યાદા-ભેદ.

પુષ્ટિ, પ્રવાહ, મર્યાદા, વિશેષે જે જુદાં જુદાં,
  જીવ-દેહ-ક્રિયાભેદે, પ્રવાહે ને ફળે સદા, ૧
કહું તે, સામ્ભળ્યે જેને, સર્વ સન્દેહ ના રહે;
  ભક્તિમાર્ગ કહેવાતાં; "પુષ્ટિ છે," એ ખરું રહે. ૨
"બે ભૂતસર્ગ" એ વાક્યે, પ્રવાહય રહેલ છે.
  વેદના વિદ્યમાનત્વે, મર્યાદાય કહેલ છે. ૩
કોઈ છે વિરલો ભક્ત. "ભક્ત જે," એમ વાક્યથી;
  ન બધા; આ થકી ભિન્ન, મર્યાદા ને પ્રવાહથી. ૪

---

૩.—બે ભૂતસર્ગ આ લોકે રહ્યા છે દૈવ આસુર;
  કહ્યો વિસ્તારથી દૈવ, સૂણજે પાર્થ ! આસુર.
    ભ૦ ગી૦ ૧૬-૬.

૪.—નિસ્પૃહી, શુચિ ને દક્ષ, ઉદાસી આધિહીન ને;
  સર્વ આરમ્ભ-ત્યાગી આ, ભક્ત જે, પ્રિય તે મને.
    ભ૦ ગી૦ ૧૨-૧૬.

"यदा यस्ये"ति वचना"न्नाहं वेदै"रितीरणात् ।
सर्वत्रोत्कर्षकथनात्पुष्टिरस्तीति निश्चयः ॥५॥
मार्गैकत्वेऽपि चेदन्त्यौ तनू भक्त्यागमौ मतौ ।
न तद्युक्तं सूत्रतो हि भिन्नो युक्त्या हि वैदिकः ॥६॥
जीवदेहकृतीनां च भिन्नत्वं नित्यता श्रुतेः ।
यथा तद्वत्पुष्टिमार्गे द्वयोरपि निषेधतः ॥७॥
प्रमाणभेदाद्भिन्नो हि पुष्टिमार्गो निरूपितः ।
सर्गभेदं प्रवक्ष्यामि स्वरूपाङ्गक्रियायुतम् ॥८॥
इच्छामात्रेण मनसा प्रवाहं सृष्टवान् हरिः ।
वचसा वेदमार्गं हि पुष्टिं कायेन निश्चयः ॥९॥
मूलेच्छातः फलं लोके वेदोक्तं वैदिकेऽपि च ।
कायेन तु फलं पुष्टौ भिन्नेच्छातोऽपि नैकता ॥१०॥
"तानहं द्विषतो" वाक्याद्भिन्ना जीवाः प्रवाहिणः ।
अत एवेतरौ भिन्नौ सान्तौ मोक्षप्रवेशतः ॥११॥

---

५ यदा यस्यानुगृह्णाति भगवानात्मभावितः ।
स जहाति मतिं लोके वेदे च परिनिष्ठिताम् ॥ भा.४-२९-४६.
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ भ. गी. ११-५३.

११ तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ भ. गी. १६-१९.

"કૃપા જ્યારે", "હું વેદોથી" વગેરે જે કહેલ છે;
બધે ઉત્કર્ષ કેવાતાં, પુષ્ટિ નક્કી રહેલ છે. ૫

માર્ગ એક ગણી છેહ્યા, કહ્યા બે ભક્તિસાધક;
ન તે તો સૂત્રથી યુક્ત, યુક્તિથી ભિન્ન વૈદિક. ૬

જીવ–દેહ–ક્રિયાઓનો, ભેદ, ને નિત્ય વેદ છે;
તે રીતે પુષ્ટિમાર્ગેય, કાંકે બેઉ નિષિદ્ધ છે. ૭

પ્રમાણભેદથી તેથી, પુષ્ટિમાર્ગ વિભિન્ન છે.
સ્વરૂપાંગક્રિયાયુક્ત, કહું, જે સર્ગભેદ છે. ૮

ઇચ્છામાત્ર મને સર્જ્યો, હરિએજ પ્રવાહને;
ને વેદમાર્ગ વાણીથી, નક્કી–દેહેજ પુષ્ટિને. ૯

મૂલ–ઇચ્છા થકી લોકે, વૈદિકે વેદ–ઉક્ત તે;
પુષ્ટિમાં ફલ દેહે છે, ભિન્નેચ્છાથી ન એક તે. ૧૦

ભિન્ન જીવો પ્રવાહી છે, "દ્વેષીને" એમ વાક્યથી.
તો બન્ને અન્તવાળા તે, ભિન્ન મોક્ષ પ્રવેશથી. ૧૧

---

૫—કૃપા જ્યારે કરે જેને, ભગવાન્ આત્મભાવિત,
છોડે તે મતિ લોકે ને, વેદમાં પરિનિષ્ઠિત. ભા૦ ૪–૨૯–૪૬.
—હું વેદોથી, તપે, દાને, યજ્ઞે જોવાઉં છું નહિં,
તેવા પ્રકારનો, દેખ્યો, જેવો તેં આ મને અહિં.ભ૦ગી૦ ૧૧–૫૩.
૧૧—દ્વેષી ને ક્રૂર અશુભ, જે નરાધમ સૃષ્ટિમાં,
તેવાને જલદી નાંખું, સદા આસુર–યોનિમાં; ભ૦ ગી૦ ૧૬–૧૯.

तस्माज्जीवाः पुष्टिमार्गे भिन्ना एव न संशयः ।
भगवद्रूपसेवार्थं तत्सृष्टिर्नान्यथा भवेत् ॥१२॥
स्वरूपेणावतारेण लिङ्गेन च गुणेन च ।
तारतम्यं न स्वरूपे देहे वा तत्क्रियासु वा ॥१३॥
तथापि यावता कार्यं तावत्तस्य करोति हि ।
ते हि द्विधा शुद्धमिश्रभेदान्मिश्रास्त्रिधा पुनः ॥१४॥
प्रवाहादिविभेदेन भगवत्कार्यसिद्धये ।
पुष्ट्या विमिश्राः सर्वज्ञाः प्रवाहेण क्रियारताः ॥१५॥
मर्यादया गुणज्ञास्ते शुद्धाः प्रेम्णातिदुर्लभाः ।
एवं सर्गस्तु तेषां हि फलं त्वत्र निरूप्यते ॥१६॥
भगवानेव हि फलं स यथाऽऽविर्भवेद्भुवि ।
गुणस्वरूपभेदेन तथा तेषां फलं भवेत् ॥१७॥
आसक्तौ भगवानेव शापं दापयति क्वचित् ।
अहङ्कारेऽथवा लोके तन्मार्गस्थापनाय हि ॥१८॥
न ते पाषण्डतां यान्ति न च रोगाद्युपद्रवाः ।
महानुभावाः प्रायेण शास्त्रं शुद्धत्वहेतवे ॥१९॥
भगवत्तारतम्येन तारतम्यं भजन्ति हि ।
वैदिकत्वं लौकिकत्वं कापट्यात्तेषु नान्यथा ॥२०॥
वैष्णवत्वं हि सहजं ततोऽन्यत्र विपर्ययः ।
सम्बन्धिनस्तु ये जीवाः प्रवाहस्थास्तथापरे ॥२१॥

તેથી જીવો પુષ્ટિમાર્ગે, ભિન્ન છે; શક ત્યાં નથી;
ભગવદ્રૂપસેવાર્થ, તે સૃષ્ટિ, અન્યથા નથી. ૧૨

સ્વરૂપે, અવતારે ને, લિંગથી, ગુણથી, તહિં;
સ્વરૂપે કે શરીરે કે, ક્રિયામાં ભેદ છે નહિં. ૧૩

તોય છે જેટલે કાર્ય, તેટલે તેનું તે કરે;
તે શુદ્ધ મિશ્ર, બે રીતે; ત્રણ રીતે ફરી ઠરે. ૧૪

સાધવા પ્રભુનું કાર્ય, મિશ્ર પુષ્ટયાદિ–ભેદથી;
પુષ્ટિએ મિશ્ર સર્વજ્ઞ, ક્રિયારત પ્રવાહથી. ૧૫

મર્યાદાએ ગુણજ્ઞો તે, શુદ્ધ પ્રેમેજ કો હશે;
આમ છે સર્ગ તેઓનો, ફલ તો આ કહ્યું થશે. ૧૬

ફળ તો પ્રભુ છે નક્કી, જેમ પ્રાકટચ તેનું છે;
ગુણ–સ્વરૂપભેદે ત્યાં, તેઓનું ફળ તેમ છે. ૧૭

ક્યાંય આસક્તિમાં આપ, અપાવે શાપ લોકમાં;
સ્વમાર્ગ સ્થાપવા કાજે, કદાપિ ક્યાંક ગર્વમાં. ૧૮

તેઓ ન થાય પાખંડી, કે રોગાદિ બને નહિં;
પ્રાયઃ મહાનુભાવો તે, શુદ્ધયર્થે શાસ્ત્ર છે અહિં. ૧૯

ભગવત્તારતમ્યેજ, ભજે છે તારતમ્યને;
કાપટચે લોક ને વેદ, તેને ના અન્યથા બને. ૨૦

તેને વૈષ્ણવતા સેજે, બીજે તો ઊલટું રહે.
સમ્બન્ધી હોય જે જીવો, જે પ્રવાહે વળી રહે. ૨૧

चर्षणीशब्दवाच्यास्ते ते सर्वे सर्ववर्त्मसु ।
क्षणात्सर्वत्वमायान्ति रुचिस्तेषां न कुत्रचित् ॥२२॥

तेषां क्रियानुसारेण सर्वत्र सकलं फलम् ।
प्रवाहस्थान्प्रवक्ष्यामि स्वरूपाङ्गक्रियायुतान् ॥२३॥

जीवास्ते ह्यासुराः सर्वे "प्रवृत्तिं चे"ति वर्णिताः ।
ते च द्विधा प्रकीर्त्यन्ते ह्यज्ञदुर्ज्ञविभेदतः ॥२४॥

दुर्ज्ञास्ते भगवत्प्रोक्ता ह्यज्ञास्ताननु ये पुनः ।
प्रवाहेऽपि समागत्य पुष्टिस्थस्तैर्न युज्यते ।
सोऽपि तैस्तत्कुले जातः कर्मणा जायते यतः ॥२५॥

---

## अथ सिद्धान्तरहस्यम् ॥

श्रावणस्यामले पक्ष एकादश्यां महानिशि ।
साक्षाद्भगवता प्रोक्तं तदक्षरश उच्यते ॥१॥

ब्रह्मसम्बन्धकरणात्सर्वेषां देहजीवयोः ।
सर्वदोषनिवृत्तिर्हि दोषाः पञ्चविधाः स्मृताः ॥२॥

---

२४ प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥
भ. गी. १६-७.

તે સર્વે ભ્રાન્ત બોલાય, તે સર્વે સર્વ માર્ગમાં;
ક્ષણમાં તેપણું પામે, ક્યાંય પ્રેમ ન માર્ગમાં. ૨૨

ક્રિયાનુસાર તેઓને, ટૂકડે ફળ સર્વમાં;
સ્વરૂપાંગ-ક્રિયાયુક્ત, કહું જે છે પ્રવાહમાં. ૨૩

જીવ આસુર તે સર્વે, "પ્રવૃત્તિ" ત્યાં કહેલ છે;
અજ્ઞ, દુર્જ્ઞ તણા ભેદે, બે રીતે તે રહેલ છે. ૨૪

દુર્જ્ઞ પ્રભુ-કહ્યા; અજ્ઞ, જે તેને લગતા રહે;
જન્મી પ્રવાહે પુષ્ટિસ્થ, તે સાથે ન કદી મળે,
કુળે, ધર્મે વળી, કાંકે, જન્મ ત્યાં કર્મથી મળે. ૨૫

---

## સિદ્ધાન્તરહસ્ય.

શ્રાવણે ઉજળી એકા-દશીની મધ્ય રાતમાં;
પ્રભુએ જે કહ્યું પોતે, તે કહું તેજ શબ્દમાં. ૧

બ્રહ્મસમ્બન્ધ કીધાથી, બધાના દેહ-જીવના;
વણસે સઘળા દોષો, દોષો પાંચ પ્રકારના. ૨

---

૨૪—જન આસુર ના જાણે, આ પ્રવૃત્તિ, નિવૃત્તિને;
શૌચ, આચાર, સત્યત્વ, તેઓમાં ન કદી બને.

ભ૦ ગી૦ ૧૬-૭.

सहजा देशकालोत्था लोकवेदनिरूपिताः ।
संयोगजाः स्पर्शजाश्च न मन्तव्याः कथञ्चन ॥
अन्यथा सर्वदोषाणां न निवृत्तिः कथञ्चन ॥३॥
असमर्पितवस्तूनां तस्माद्वर्जनमाचरेत् ।
निवेदिभिः समर्प्यैव सर्वं कुर्यादिति स्थितिः ॥४॥
न मतं देवदेवस्य सामिभुक्तसमर्पणम् ॥५॥
तस्मादादौ सर्वकार्ये सर्ववस्तुसमर्पणम् ॥६॥
दत्तापहारवचनं तथा च सकलं हरेः ।
न ग्राह्यमिति वाक्यं हि भिन्नमार्गपरं मतम् ॥६॥
सेवकानां यथा लोके व्यवहारः प्रसिद्ध्यति ।
तथा कार्यं समर्प्यैव सर्वेषां ब्रह्मता ततः ॥७॥
गङ्गात्वं सर्वदोषाणां गुणदोषादिवर्णना ।
गङ्गात्वेन निरूप्या स्यात्तद्वदत्रापि चैव हि ॥८॥

---

## अथ नवरत्नस्तोत्रम् ॥

चिन्ता कापि न कार्या निवेदितात्मभिः कदापि ।
भगवानपि पुष्टिस्थो न करिष्यति लौकिकीं च गतिम्॥१॥
निवेदनं तु स्मर्तव्यं सर्वथा तादृशैर्जनैः ।
सर्वेश्वरश्च सर्वात्मा निजेच्छातः करिष्यति ॥२॥

લોકે વેદે નિરૂપેલા, સાથે ને દેશ-કાલથી;
  સંયોગ--સ્પર્શથી જન્મ્યા, મનાતા તે કદી નથી.
  નહિ તો સર્વ દોષોનું, નિવારણ કદી નથી. ૩

ન સમર્પેલ ચીજોનો, તેથી તો ત્યાગ આચરો.
  વેવાર સર્વ અર્પીને, નિવેદી વસ્તુથી કરો. ૪

ધરવું ભોગવ્યું અર્ધું, કૃષ્ણને માન્ય ના કદા;
  તેથી પેલાં બધી વસ્તુ, સર્વ કાર્યે ધરો સદા. ૫

"ધરેલું હરિનું સર્વ, ન લેવું," એમ જે કહ્યું.
  વાકય તે રોકનારું તો, અન્યમાર્ગ તણું રહ્યું. ૬

જેમ સેવકનો લોકે, વ્યવહાર પ્રસિદ્ધ છે;
  અર્પીનેજ કરો તેમ, તો બ્રહ્મત્વ બધાનું છે. ૭

ગંગાત્વ સર્વ દોષોનું, ગુણદોષ-નિરૂપણ;
  ગંગાત્વેજ કહેવાય, તેના જેવું અહિં પણ. ૮

---

## નવરત્ન.

ચિન્તા કશી ન કરવી, આત્મનિવેદી જનેજ કદી,
  પ્રભુ પુષ્ટિમાં રહ્યાની, કરશે ગતિ લૌકિકી ન કદી. ૧

સર્વથા તાદશી લોક, તો નિવેદનને સ્મરે;
  સર્વના ઇશને આત્મા, સ્વેચ્છાથી સઘળું કરે. ૨

सर्वेषां प्रभुसम्बन्धो न प्रत्येकमिति स्थितिः ।
अतोऽन्यविनियोगेऽपि चिन्ता का स्वस्य सोऽपि चेत् ॥३॥
अज्ञानादथवा ज्ञानात्कृतमात्मनिवेदनम् ।
यैः कृष्णसात्कृतप्राणैस्तेषां का परिवेदना ॥४॥
तथा निवेदने चिन्ता त्याज्या श्रीपुरुषोत्तमे ।
विनियोगेऽपि सा त्याज्या समर्थो हि हरिः स्वतः ॥५॥
लोके स्वास्थ्यं तथा वेदे हरिस्तु न करिष्यति ।
पुष्टिमार्गस्थितो यस्मात्साक्षिणो भवताखिलाः ॥६॥
सेवाकृतिर्गुरोराज्ञाऽबाधनं वा हरीच्छया ।
अतः सेवापरं चित्तं विधाय स्थीयताम् सुखम् ॥७॥
चित्तोद्वेगं विधायापि हरिर्यद्यत्करिष्यति ।
तथैव तस्य लीलेति मत्वा चिन्तां द्रुतं त्यजेत् ॥८॥
तस्मात्सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम ।
वदद्भिरेव सततं स्थेयमित्येव मे मतिः ॥८॥

## अथान्तःकरणप्रबोधः ॥

अन्तःकरण ! मद्वाक्यं सावधानतया शृणु ।
कृष्णात्परं नास्ति दैवं वस्तुतो दोषवर्जितम् ॥१॥
चाण्डाली चेद्राजपत्नी जाता राज्ञा च मानिता ।
कदाचिदपमानेऽपि मूलतः का क्षतिर्भवेत् ॥२॥

"સર્વને પ્રભુ-સમ્બન્ધ," સ્થિતિ એ "ન દરેકને;"
અન્યના વિનિયોગેય, તેથી ચિન્તાજ શી બને? ૩
અજ્ઞાને અથવા જ્ઞાને, કર્યું આત્મનિવેદન;
કૃષ્ણમાંજ કર્યાં પ્રાણ, તેને શું પરિવેદન? ૪
છોડો નિવેદને ચિન્તા, તેમ શ્રીપુરુષોત્તમે;
સમર્થ હરિ છે, છોડો, વિનિયોગેય તે તમે. ૫
લોકને વેદમાં સ્વાસ્થ્ય, હરિ તો કરશે નહિં;
પુષ્ટિમાર્ગે રહ્યા, જેથી, બનો સાક્ષી બધા અહિં. ૬
સેવા તો ગુરુની આજ્ઞા; હરીચ્છા કાં નડે કદા;
આથી સેવા મહિં ચિત્ત, રહો રાખી સુખે સદા. ૭
ચિત્તોદ્વેગ કરીનેય, હરિ જે જે કરે અહિં;
"લીલા તે તે તણી," માની, ચિન્તા તો કરવી નહિ. ૮
સર્વ રીતે સદા તેથી, "श्रीकृष्णः शरणं मम;"
એ સદા બોલતા રેવું, એ મારો મત કાયમ. ૯

---

## અન્તઃકરણપ્રબોધ.

અન્તઃકરણ! મારું તું, વાક્ય સામ્ભળ ધ્યાનથી;
મૂળથી દોષથી હીન, દેવ ના અન્ય કૃષ્ણથી. ૧
ચાંડાલી જો બની રાણી, માનેતી રાયથી થઈ;
કોવાર અપમાનેતી, મૂલમાં ખોટ શી ગઈ? ૨

समर्पणादहं पूर्वमुत्तमः किं सदा स्थितः ।
का ममाधमता भाव्या पश्चात्तापो यतो भवेत् ॥३॥

सत्यसङ्कल्पतो विष्णुर्नान्यथा तु करिष्यति ।
आज्ञैव कार्या सततं स्वामिद्रोहोऽन्यथा भवेत् ।
सेवकस्य तु धर्मोऽयं स्वामी स्वस्य करिष्यति ॥४॥

आज्ञा पूर्वं तु या जाता गङ्गासागरसङ्गमे ।
यापि पश्चान्मधुवने न कृतं तद्द्वयं मया ॥५॥

देहदेशपरित्यागस्तृतीयो लोकगोचरः ।
पश्चात्तापः कथं तत्र सेवकोऽहं न चान्यथा ॥६॥

लौकिकप्रभुवत्कृष्णो न द्रष्टव्यः कदाचन ।
सर्वं समर्पितं भक्त्या कृतार्थोऽसि सुखी भव ॥७॥

प्रौढापि दुहिता यद्वत्स्नेहान्न प्रेष्यते वरे ।
तथा देहे न कर्त्तव्यं वरस्तुष्यति नान्यथा ॥८॥

लोकवच्चेत्स्थितिर्मे स्यात्किं स्यादिति विचारय ।
अशक्ये हरिरेवास्ति मोहं मा गाः कथञ्चन ॥९॥

इति श्रीकृष्णदासस्य वल्लभस्य हितं वचः ।
चित्तं प्रति यदाकर्ण्य भक्तो निश्चिन्ततां व्रजेत् ॥१०॥

હું સમર્પણુની પૂર્વ, શું ઉત્તમ સદા હતો?
શી ધારું દુષ્ટતા મારી? જે થકી થાય ઓરતો. ૩

સત્ય સંકલ્પથી વિષ્ણુ, કરશે નહિ અન્યથા;
કરવીજ સદા આજ્ઞા, સ્વામીનો દ્રોહ અન્યથા.
દાસનો આજ છે ધર્મ, કરે સ્વામી ન અન્યથા. ૪

થઈ જે પૂર્વમાં આજ્ઞા, ગંગાસાગરસંગમે;
ને જે મધુવને પાછી, તે બન્નેય કરી ન મેં. ૫

દેહ–દેશ–પરિત્યાગ, ત્રીજે સન્યાસને લહું.
પશ્ચાત્તાપજ ત્યાં શાને? દાસ છું, અન્યથા ન હું. ૬

લૌકિક પ્રભુની જેમ, કૃષ્ણ જોવા કદાપિ ન;
ભક્તિથી સઘળું અર્પ્યું, તું કૃતાર્થી; સુખી બન. ૭

સાસરે દીકરી મોકી સ્નેહે બાપ ન મોકલે;
તેમ ના કરવું દેહે, તુષ્ટિ ના વરને મલે. ૮

"સ્થિતિ જો લોકના જેવી, થાય તો શું?" વિચાર તું.
હરિ નક્કી અશક્યે છે; કોઈ રીતે મુંઝા ન તું. ૯

એમ શ્રીકૃષ્ણુના દાસ, વલ્લભે હિત ચિત્તને,
કહ્યું; તે સામ્ભળી ભક્ત, ચિન્તાહીન સદા બને. ૧૦



## अथ विवेकधैर्याश्रयः ॥

विवेकधैर्ये सततं रक्षणीये तथाश्रयः ।
विवेकस्तु हरिः सर्वं निजेच्छातः करिष्यति ॥१॥
प्रार्थिते वा ततः किं स्यात्स्वाम्यभिप्रायसंशयात् ।
सर्वत्र तस्य सर्वं हि सर्वसामर्थ्यमेव च ॥२॥
अभिमानश्च सन्त्याज्यः स्वाम्यधीनत्वभावनात् ।
विशेषतश्चेदाज्ञा स्यादन्तःकरणगोचरः ।
तदा विशेषगत्यादि भाव्यं भिन्नं तु दैहिकात् ।
आपद्गत्यादिकार्येषु हठस्त्याज्यश्च सर्वथा ॥४॥
अनाग्रहश्च सर्वत्र धर्माधर्माग्रदर्शनम् ।
विवेकोऽयं समाख्यातो धैर्यं तु विनिरूप्यते ॥५॥
त्रिदुःखसहनं धैर्यमामृतेः सर्वतः सदा ।
तक्रवद्देहवद्भाव्यं जडवद्गोपभार्यवत् ॥६॥
प्रतीकारो यदृच्छातः सिद्धश्चेन्नाग्रही भवेत् ।
भार्यादीनां तथाऽन्येषामसतश्चाक्रमं सहेत् ॥७॥
स्वयमिन्द्रियकार्याणि कायवाङ्मनसा त्यजेत् ।
अशूरेणापि कर्त्तव्यं स्वस्यासामर्थ्यभावनात् ॥८॥
अशक्ये हरिरेवास्ति सर्वमाश्रयतो भवेत् ।
एतत्सहनमत्रोक्तमाश्रयोऽतो निरूप्यते ॥९॥

# વિવેકધૈર્યાશ્રય.

વિવેક ધૈર્ય હમ્મેશાં, રાખવાં, આશરોય તે;
"હરિ પોતે કરે સર્વ, સ્વેચ્છાએ, "છે વિવેક તે. ૧

સ્વામીના મતમાં શંકા, તેથી શું માગતાં વળે ?
કાંકે બધે બધું તેનું, સામર્થ્ય સઘળું મળે. ૨

હોતાં અધીન સ્વામીને, છોડવું અભિમાનને;
વિશેષે હોય જો આજ્ઞા, સ્વમહારાજ એ બને. ૩

ત્યારે દૈહિકથી ભિન્ન, વિશેષ ગતિ જાણવી;
આપત્તિ–આદિ કાર્યોમાં, સર્વદા જીદ છોડવી. ૪

અનાગ્રહ બધે, તેમ, જોવો ધર્મ–અધર્મને;
આ વિવેક કહ્યો, ધૈર્ય, નિરૂપાવું હવે બને. ૫

"બધે સહે ત્રણે દુ:ખ, મૃત્યુ પર્યન્ત," ધૈર્ય એ;
દેહીએ જાણવું, ગોપી, જડ ને છાશ જેમ એ. ૬

જો ઉપાય યદૃચ્છાએ, મળે, જીદી ન તો થવું.
ભાર્યાદિ અન્ય દુષ્ટોનું, અતિક્રમણ સાંખવું. ૭

પડે ઇન્દ્રિય–કાર્યોને, કાયા, વાણી, મને ત્યજે.
પોતે સમર્થ ના હોતાં, અશક્ત પણ એ ત્યજે; ૮

અશક્યે હરિ નક્કી છે. કરે છે સર્વ આશરો.
"આ સાંખવું," કહેવાયું, હવે કેવાય આશરો; ૯

ऐहिके परलोके च सर्वथा शरणं हरिः ।
दुःखहानौ तथा पापे भये कामाद्यपूरणे ॥१०॥
भक्तद्रोहे भक्त्यभावे भक्तैश्चातिक्रमे कृते ।
अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः ॥११॥
अहङ्कारकृते चैव पोष्यपोषणरक्षणे ।
पोष्यातिक्रमणे चैव तथान्तेवास्यतिक्रमे ॥१२॥
अलौकिकमनः सिद्धौ सर्वार्थ शरणं हरिः ।
एवं चित्ते सदा भाव्यं वाचा च परिकीर्त्तयेत् ॥१३॥
अन्यस्य भजनं तत्र स्वतो गमनमेव च ।
प्रार्थनाकार्यमात्रेऽपि ततोऽन्यत्र विवर्जयेत् ॥१४॥
अविश्वासो न कर्त्तव्यः सर्वथा बाधकस्तु सः ।
ब्रह्मास्त्रचातकौ भाव्यौ प्राप्तं सेवेत निर्ममः ॥१५॥
यथाकथञ्चित्कार्याणि कुर्यादुच्चावचान्यपि ।
किं वा प्रोक्तेन बहुना शरणं भावयेद्धरिम् ॥१६॥
एवमाश्रयणं प्रोक्तं सर्वेषां सर्वदा हितम् ।
कलौ भक्त्यादिमार्गा हि दुःसाध्या इति मे मतिः॥१७॥

---

## अथ श्रीकृष्णाश्रयः ॥

सर्वमार्गेषु नष्टेषु कलौ च खलधर्मिणि ।
पाषण्डप्रचुरे लोके कृष्ण एव गतिर्मम ॥१॥

અહિંઆ પરલોકેય, આશરો હરિ સર્વથા;
દુઃખહાણે, ભયે, પાપે, પૂરાં કામાદિ ના થતાં. ૧૦
ભક્તદ્રોહે, ભકત્યભાવે, ભક્તોએ તરછોડતાં;
અશકયે કે સુશકયે છે, આશરો હરિ સર્વથા. ૧૧
અહંકાર થતાં તેમ, પોષ્ય–પોષણુ રાખતાં;
પોષ્યથી તરછોડાતાં, ને શિષ્યે તરછોડતાં. ૧૨

અલૌકિક મનો થાવે, સર્વાર્થે હરિ આશરો;
આમ ચિત્તે સદા ધારો; વાણીથી કીર્ત્તનો કરો. ૧૩
"અન્યને ભજવું તેમ, ત્યાં પોતે તે કને જવું;
"કાર્યમાત્રેય બીજાનું, પ્રાર્થનાદિક," છોડવું. ૧૪
કરવો ન અવિશ્વાસ, ખરે તે અતિ બાધક,
નિર્મમે સેવવું પ્રાસ, સ્મરી બ્રહ્માસ્ત્રચાતક. ૧૫
ઉચ્ચાવચ બધાં કાર્યો, યથાશક્તિ સદા કરો.
અથવા બહુ બોલ્યે શું ? આશરો હરિનો કરો. ૧૬
કહ્યો આશ્રય આ આમ, ભલો જે સહુને સદા;
માનું હું " ભક્તિમાર્ગીને, હોવાલા કલિમાં સદા." ૧૭

---

## શ્રીકૃષ્ણાશ્રય.

સર્વ માર્ગ થયા નષ્ટ, કલિ જ્યાં ખલધર્મ છે;
પાખંડયુક્ત લોકો જ્યાં, ત્યાં મારી ગતિ કૃષ્ણ છે. ૧

म्लेच्छाक्रान्तेषु देशेषु पापैकनिलयेषु च ।
सत्पीडाव्यग्रलोकेषु कृष्ण एव गतिर्मम ॥२॥
गङ्गादितीर्थवर्येषु दुष्टैरेवावृतेष्विह ।
तिरोहिताधिदैवेषु कृष्ण एव गतिर्मम ॥३॥
अहङ्कारविमूढेषु सत्सु पापानुवर्तिषु ।
लाभपूजार्थयत्नेषु कृष्ण एव गतिर्मम ॥४॥
अपरिज्ञाननष्टेषु मन्त्रेष्वव्रतयोगिषु ।
तिरोहितार्थदेवेषु कृष्ण एव गतिर्मम ॥५॥
नानावादविनष्टेषु सर्वकर्मव्रतादिषु ।
पाषण्डैकप्रयत्नेषु कृष्ण एव गतिर्मम ॥६॥
अजामिलादिदोषाणां नाशकोऽनुभवे स्थितः ।
ज्ञापिताखिलमाहात्म्यः कृष्ण एव गतिर्मम ॥७॥
प्राकृताः सकला देवा गणितानन्दकं बृहत् ।
पूर्णानन्दो हरिस्तस्मात्कृष्ण एव गतिर्मम ॥८॥
विवेकधैर्यभक्त्यादिरहितस्य विशेषतः ।
पापासक्तस्य दीनस्य कृष्ण एव गतिर्मम ॥९॥
सर्वसामर्थ्यसहितः सर्वत्रैवाखिलार्थकृत् ।
शरणस्थसमुद्धारं कृष्णं विज्ञापयाम्यहम् ॥१०॥
कृष्णाश्रयमिदं स्तोत्रं यः पठेत्कृष्णसन्निधौ ।
तस्याश्रयो भवेत्कृष्ण इति श्रीवल्लभोऽब्रवीत् ॥११॥

---

८ बृहत्=अक्षरब्रह्म.

મ્લેચ્છોએ ઊભર્યા દેશ, જ્યાં પાપોનોજ વાસ છે,
સત્પીડાવ્યગ્ર લોકો જ્યાં, ત્યાં મારી ગતિ કૃષ્ણ છે. ૨
ગંગાદિ શ્રેષ્ઠ તીર્થો જ્યાં, ઘેરેલાં દુષ્ટથીજ છે;
અધિદૈવ વિનાનાં જ્યાં, ત્યાં મારી ગતિ કૃષ્ણ છે. ૩
ગર્વથી મૂઢ સન્તો જ્યાં, પાપમાં વર્ત્તનાર છે,
ને ચતે લાભ પૂજાર્થે, ત્યાં મારી ગતિ કૃષ્ણ છે. ૪
વિના જ્ઞાને થયા નષ્ટ, જ્યાં મન્ત્રો દુષ્ટ પાસ છે;
અર્થદૈવ વિનાનાં જે, ત્યાં મારી ગતિ કૃષ્ણ છે. ૫
જ્યાં ભિન્નવાદથી નષ્ટ, સર્વકર્મ-વ્રતાદિ છે;
પાખંડે એક યત્નાળાં, ત્યાં મારી ગતિ કૃષ્ણ છે. ૬
અજામિલાદિના દોષો, જેણે નક્કી હણેલ છે;
જેણે માહાત્મ્ય દેખાડ્યું, તે મારી ગતિ કૃષ્ણ છે. ૭
સર્વે પ્રાકૃત છે દેવો, ગણિતાનન્દ શેષ છે;
હરિ પૂર્ણાનન્દ તેથી, તે મારી ગતિ કૃષ્ણ છે. ૮
વિવેક-ધૈર્ય-ભક્ત્યાદિ, જેમાં નહિ કશુંય છે;
પાપે ચોંટ્યો હું તે દીન, ત્યાં મારી ગતિ કૃષ્ણ છે. ૯
પૂર્ણ સામર્થ્યથી યુક્ત, પૂરે જે સર્વ અર્થને;
શરણસ્થ ઉગારે જે. વિનવું તેજ કૃષ્ણને. ૧૦
જે આ કૃષ્ણાશ્રયસ્તોત્ર, કૃષ્ણ-સન્મુખ ઉચ્ચરે;
તેનો તો આશરો કૃષ્ણ, એમ વલ્લભ ઉચ્ચરે. ૧૧

---

૮ શેષ=અક્ષરબ્રહ્મ.

## अथ चतुःश्लोकी ॥

सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः ।
स्वस्यायमेव धर्मो हि नान्यः क्वापि कदाचन ॥१॥
एवं सदा स्वकर्त्तव्यं स्वयमेव करिष्यति ।
प्रभु सर्वसमर्थो हि ततो निश्चिन्ततां व्रजेत् ॥२॥
यदि श्रीगोकुलाधीशो धृतः सर्वात्मना हृदि ।
ततः किमपरं ब्रूहि लौकिकैर्वैदिकैरपि ॥३॥
अतः सर्वात्मना शश्वद्गोकुलेश्वरपादयोः ।
स्मरणं भजनं चापि न त्याज्यमिति मे मतिः ॥४॥

---

## अथ भक्तिवर्द्धिनी ॥

यथा भक्तिः प्रवृद्धा स्यात्तथोपायो निरूप्यते ।
बीजभावे दृढे तु स्यात्त्यागाच्छ्रवणकीर्त्तनात् ॥१॥
बीजदार्ढ्यप्रकारस्तु गृहे स्थित्वा स्वधर्मतः ।
अव्यावृत्तो भजेत्कृष्णं पूजया श्रवणादिभिः ॥२॥
व्यावृत्तोऽपि हरौ चित्तं श्रवणादौ यतेत्सदा ।
ततः प्रेम तथाऽसक्तिर्व्यसनं च यदा भवेत् ॥३॥
बीजं तदुच्यते शास्त्रे दृढं यन्नापि नश्यति ।
स्नेहाद्रागविनाशः स्यादासक्त्या स्याद्गृहारुचिः ॥४॥

## ચતુઃશ્લોકી.

સર્વદા સર્વભાવે શ્રી-વ્રજેશ ભજવા સહી;
આપણો આજ છે ધર્મ, બીજો કયાંય કદી નહિ. ૧
થતાં આમ સ્વકર્તવ્ય, પ્રભુ પોતે બધું કરે;
સમર્થ આપ છે, તેથી, ભક્ત નિશ્ચિન્ત છો ફરે. ૨
ચિત્તમાં સર્વભાવે શ્રી-ગોકુલાધીશને લહે;
લૌકિકે વૈદિકે તો તો, બીજું શું છે ? તું એ કહે. ૩
સર્વભાવે સદા આથી, ગોકુલેશ્વર-પાદની;
સ્મૃતિને ભક્તિ ના છોડો, મારી તો મતિ આ બની. ૪

---

## ભક્તિવર્દ્ધિની.

જેમ ભક્તિ વધે તેવા, નિરૂપાય ઉપાયને;
દૃઢ બીજ થતાં, ત્યાગે, શ્રવણે કીર્તને બને. ૧
દૃઢ તો થાય છે બીજ, રહી ઘેર સ્વધર્મથી,
ન જતાં ભજતાં કૃષ્ણ, પૂજાએ શ્રવણાદિથી. ૨
કે ગયો હરિમાં ચિત્ત, શ્રવણાદિ સદા લહે;
તેથી છે પ્રેમ આસક્તિ, હવે વ્યસન જો રહે, ૩
તો તે બીજ કહ્યું શાસ્ત્રે, દૃઢ જેનો વિનાશ ના;
સ્નેહથી રાગનો નાશ, સક્તિએ રાગ ઘેર ના. ૪

गृहस्थानां बाधकत्वमनात्मत्वं च भासते ।
यदा स्याद्व्यसनं कृष्णे कृतार्थः स्यात्तदैव हि ॥५॥
तादृशस्यापि सततं गृहस्थानं विनाशकम् ।
त्यागं कृत्वा यतेद्यस्तु तदर्थार्थैकमानसः ॥६॥
लभते सुदृढां भक्तिं सर्वतोऽप्याधिकां पराम् ।
त्यागे बाधकभूयस्त्वं दुःसंसर्गात्तथाऽन्नतः ॥७॥
अतः स्थेयं हरिस्थाने तदीयैः सह तत्परैः ।
अदूरे विप्रकर्षे वा यथा चित्तं न दुष्यति ॥८॥
सेवायां वा कथायां वा यस्यासक्तिर्दृढा भवेत् ।
यावज्जीवं तस्य नाशो न क्वापीति मतिर्मम ॥९॥
बाधसम्भावनायां तु नैकान्ते वास इष्यते ।
हरिस्तु सर्वतो रक्षां करिष्यति न संशयः ॥१०॥
इत्येवं भगवच्छास्त्रं गूढतत्त्वं निरूपितम् ।
य एतत्समधीयीत तस्यापि स्याद् दृढा रतिः ॥११॥

---

## अथ जलभेद ॥

नमस्कृत्य हरिं वक्ष्ये तद्गुणानां विभेदकान् ।
भावान् विंशतिधा भिन्नान् सर्वसन्देहवारकान् ॥१॥
गुणभेदास्तु तावन्तो यावन्तो हि जले मताः
गायकाः कूपसङ्काशा गन्धर्वा इति विश्रुताः ॥२॥

બાધકત્વ ગૃહસ્થોનું, દીસતું ને અનાત્મતા;
  બને વ્યસન જો કૃષ્ણે, થાય તોજ કૃતાર્થતા. ૫
નાશકારક તેવાનું, પણ ઘેર રહેવું છે;
  તે માટે એક ચિત્તે જે, ત્યજીને યતનાર છે. ૬
સર્વથી અદકી ભક્તિ, તે પરા દૃઢ મેળવે;
  દુઃસંસર્ગ અને અન્ન, ત્યાગે બાધક છે. હવે. ૭
પાસ કે દૂર જે રીતે, દોષોમાં ચિત્ત ના ચળે;
  તદીય-તત્પરો સાથે, તેમ રેવું હરિસ્થળે. ૮
સેવામાં કે કથામાં છે, આસક્તિ દૃઢ જે તણી;
  હું કહું, "કયાંય ના હાનિ, મૃત્યુ પર્યન્ત તે તણી." ૯
બાધસમ્ભાવનામાં તો, એકાન્તે વાસ લઇ ના,
  હરિ તો કરશે રક્ષા, બધેથી; શક ત્યાંજ ના. ૧૦
આમ આ ભગવ શાસ્ત્ર, ગૂઢતત્ત્વ કહ્યું; અને;
  ભણે જે આય, તેનેય , દૃઢ પ્રેમ ખરે બને. ૧૧

---

## જલભેદ.

નમીને હરિને બોલું, હરિના ગુણ ભેદતા,
  ભાવ વીસવિધે નોખા, બધા સન્દેહ વારતા. ૧
જલમાં જેટલા માન્યા, તેટલા ગુણભેદ છે,
  ગાયકો કૂપના જેવા, એ ગન્ધર્વ પ્રસિદ્ધ છે. ૨

कूपभेदास्तु यावन्तस्तावन्तस्तेऽपि सम्मताः ।
कुल्याः पौराणिकाः प्रोक्ताः पारम्पर्ययुता भुवि ॥३॥

क्षेत्रप्रविष्टास्ते चापि संसारोत्पत्तिहेतवः ।
वेश्यादिसहिता मत्ता गायका गर्तसञ्ज्ञिताः ॥४॥

जलार्थमेव गर्तास्तु नीचा गानोपजीविनः ।
ह्रदास्तु पण्डिताः प्रोक्ता भगवच्छास्त्रतत्पराः ॥५॥

सन्देहवारकास्तत्र सूदा गम्भीरमानसाः ।
सरः कमलसम्पूर्णाः प्रेमयुक्तास्तथा बुधाः ॥६॥

अल्पश्रुताः प्रेमयुक्ता वेशन्ताः परिकीर्तिताः ।
कर्मशुद्धाः पल्वलानि तथाऽल्पश्रुतिभक्तयः ॥७॥

योगध्यानादिसंयुक्ता गुणा वर्ष्याः प्रकीर्तिताः ।
तपोज्ञानादिभावेन स्वेदजास्तु प्रकीर्तिताः ॥८॥

अलौकिकेन ज्ञानेन ये तु प्रोक्ता हरेर्गुणाः ।
कादाचित्काः शब्दगम्याः पतच्छब्दाः प्रकीर्तिताः ॥९॥

देवाद्युपासनोद्भूताः पृष्वा भूमेरिवोद्गताः ।
साधनादिप्रकारेण नवधा भक्तिमार्गतः ॥१०॥

प्रेमपूर्त्या स्फुरद्धर्माः स्यन्दमानाः प्रकीर्तिताः ।
यादृशास्तादृशाः प्रोक्ता वृद्धिक्षयविवर्जिताः ॥११॥

કૂવાના જેટલા ભેદ, તેટલા તે ગણેલ છે.
પરમ્પરા થકી ભોંમાં, પૈરાણિક નહેર છે. ૩
તેય ક્ષેત્રમહિં પેઠા, સંસ્કારોત્પત્તિ--હેતુ છે;
વેશ્યાદિયુક્ત તો મત્ત, ગાયકો ખાળ-સંજ્ઞ છે. ૪
જલાર્થે ખાળ તે નીચ, ગાયને જીવનાર છે.
મચેલા ભગવચ્છાસ્ત્રે, ધૂના તો પંડિતો જ છે. ૫
અગાધ ચિત્તવાળા તે, સૂદો સન્દેહ વારતા;
સર તે અબ્જથી પૂર્ણ, પ્રેમયુક્ત બુધો થતા. ૬
સામ્ભળ્યું અલ્પ જેણે તે, તળાવો પ્રેમયુક્ત છે;
સામ્ભળ્યું ભજ્યું થોડું તે, પલ્વલો કર્મશુદ્ધ છે.
યોગધ્યાનાદિથી યુક્ત, ગુણ વર્ષાજલો કહ્યાં;
તપ-જ્ઞાનાદિથી યુક્ત, સ્વેદનાં જલ તે કહ્યાં. ૮
અને અલૌકિક જ્ઞાને, હરિના ગુણ જે કહ્યા;
કોકવાર મળ્યા શબ્દે, જણાતા ધોધ એ રહ્યા, ૯
દેવાદિ ભજતાં મેઘ-રવો ઊઠેલ ભૂમિથી;
સાધનાદિ થકી જેને, નવધા ભક્તિમાર્ગથી, ૧૦
પ્રેમપૂર્તિ થકી ધર્મો, સ્ફુર્યા, તેઓ ઝરા કહ્યા.
વૃદ્ધિ-ક્ષય વિનાના એ, ઉપલા હોય જો રહ્યા, ૧૧

स्थावरास्ते समाख्याता मर्यादैकप्रतिष्ठिताः ।
अनेकजन्मसंसिद्धा जन्मप्रभृति सर्वदा ॥१२॥
सङ्गादिगुणदोषाभ्यां वृद्धिक्षययुता भुवि ।
निरन्तरोद्गमयुता नद्यस्ते परिकीर्तिताः ॥१३॥
एतादृशाः स्वतन्त्राश्चेत्सिन्धवः परिकीर्तिताः ।
पूर्णा भगवदीया ये शेषव्यासाग्निमारुताः ॥१४॥
जडनारदमैत्राद्यास्ते समुद्राः प्रकीर्तिताः ।
लोकवेदगुणैर्मिश्रभावेनैके हरेर्गुणान् ॥१५॥
वर्णयन्ति समुद्रास्ते क्षाराद्याः षट् प्रकीर्तिताः ।
गुणातीततया शुद्धान् सच्चिदानन्दरूपिणः ॥१६॥
सर्वानेव गुणान्विष्णोर्वर्णयन्ति विचक्षणाः ।
तेऽमृतोदाः समाख्यातास्तद्वाक्पानं सुदुर्लभम् ॥१७॥
तादृशानां क्वचिद्वाक्यं दूतानामिव वर्णितम् ।
अजामिलाकर्णनवद्बिन्दुपानं प्रकीर्तितम् ॥१८॥
रागाज्ञानादिभावानां सर्वथा नाशनं यदा ।
तदा लेहनमित्युक्तं स्वानंदोद्गमकारणम् ॥१९॥
उद्धृतोदकवत्सर्वे पतितोदकवत्तथा ।
उक्तातिरिक्तवाक्यानि फलं चापि तथा ततः ॥२०॥
इति जीवेन्द्रियगता नानाभावं गता भुवि ।
रूपतः फलतश्चैव गुणा विष्णोर्निरूपिताः ॥२१॥

મર્યાદામાંજ ઊભેલા, બન્ધપાણીજ એ કહ્યા;
  ઘણા જન્મો થકી સિદ્ધ, સદા સર્વજ્ઞ જે રહ્યા, ૧૨
સંગાદિગુણ–દોષોથી, વધતા ઘટતા સદા;
  ભોંમાં પ્રવાહથી યુક્ત, નદીઓ તેજ સર્વદા. ૧૩
સ્વતન્ત્ર હોય આવાં જો, તેઓ મોટી નદી બને;
  શેષ વ્યાસ અને અગ્નિ, વાયુ, નારદ, મૈત્ર ને, ૧૪
જડાદિ સાગરો પૂરા, હતા ભગવદીય જે;
  લોક–વેદગુણે મિશ્ર, ભાવે છે વર્ણનાર જે, ૧૫
હરિના ગુણ; ક્ષારાદિ, સાગરો છ કહેલ છે;
  વિષ્ણુના ગુણ; જે શુદ્ધ, સચ્ચિદાનન્દરૂપ છે, ૧૬
તે બધાને કહેતા જે, ડાહ્યાઓ નિર્ગુણત્વથી;
  તે સુધાસિન્ધુ છે; જેનું, લભ્ય વાક્પાન કષ્ટથી. ૧૭
દૂતોની જેમ વર્ણેલું, તેવાનું ક્યાંક વાક્ય છે.
  સૂણ્યું અજામલે જેવું, તેવું તે બિન્દુપાન છે. ૧૮
રાગ–અજ્ઞાન–ભાવોનો, નાશ જ્યાં સર્વથા થતો;
  ત્યારે આસ્વાદ કેવાતો, આનન્દ ઉપજાવતો. ૧૯
ભરેલા જલની પેઠે, પડેલાં જેમ સર્વ છે;
  કહ્યા વિનાના તે વાક્યો, ને ત્યાંય ફળ તેમ છે. ૨૦
જીવ–ઇન્દ્રિયમાં આવ્યા, ભોંમાં જે ભિન્નભાવથી;
  વિષ્ણુના ગુણ તે આમ, નિરૂપ્યા ફલ–રૂપથી. ૨૧

---

## अथ पञ्चपद्यानि ॥

श्रीकृष्णरसविक्षिप्तमानसा रतिवर्जिताः ।
अनिर्वृता लोकवेदे ते मुख्याः श्रवणोत्सुकाः ॥१॥
निःसन्दिग्धं कृष्णतत्त्वं सर्वभावेन ये विदुः ।
ते त्वावेशात्तु विकला निरोधाद्वा न चान्यथा ॥२॥
विक्लिन्नमनसो ये तु भगवत्स्मृतिविह्वलाः ।
अर्थैकनिष्ठास्ते चापि मध्यमाः श्रवणोत्सुकाः ॥३॥
पूर्णभावेन पूर्णार्थाः कदाचिन्न तु सर्वदा ।
अन्यासक्तास्तु ये केचिदधमाः परिकीर्तिताः ॥४॥
अनन्यमनसो मर्त्या उत्तमाः श्रवणादिषु ।
देशकालद्रव्यकर्तृमन्त्रकर्मप्रकारतः ॥५॥

---

## अथ सन्न्यासनिर्णयः ॥

पश्चात्तापनिवृत्त्यर्थं परित्यागो विचार्यते ।
स मार्गद्वितये प्रोक्तो भक्तौ ज्ञाने विशेषतः ॥१॥
कर्ममार्गे न कर्त्तव्यः सुतरां कलिकालतः ।
अत आदौ भक्तिमार्गे कर्त्तव्यत्वाद्विचारणा ॥२॥
श्रवणादिप्रसिद्ध्यर्थं कर्त्तव्यश्चेत्स नेष्यते ।
सहायसङ्गसाध्यत्वात् साधनानां च रक्षणात् ॥३॥

## પંચપદ્ય.

શ્રીકૃષ્ણરસમાં ક્યાં, મને જે રતિહીન છે;
લોકે વેદે ન આનન્દી, શ્રવણોત્સુક મુખ્ય છે. ૧

ચિત્તે વિક્લિન્ન જેઓ ને, વિહ્વલ પ્રભુને સ્મર્યે;
ને અર્થે એક નિષ્ઠાળા, તેવા મધ્યમ તે ઠરે. ૨

જે કૃષ્ણતત્ત્વ નિઃશંક, જાણે છે સર્વભાવથી;
તે વિહ્વલ નિરોધે કે, આવેશે; અન્યથા નથી. ૩

કોવાર પૂર્ણ-અર્થાળા; પૂર્ણભાવે; સદા નહિ;
બીજે આસક્ત જે કોઈ, અધમો તે કહ્યા અહિં. ૪

દેશ, કાલ, દ્રવ્ય, કર્ત્તા, મન્ત્ર, કર્મ-પ્રકારથી;
શ્રવણાદિકમાં મત્યો, શ્રેષ્ઠ છે એક ચિત્તથી. ૫

---

## સન્ન્યાસનિર્ણય.

પરતાવો ટાળવા માટે, ત્યાગનો આ વિચાર છે;
"ભક્તિ ને જ્ઞાન" બે માર્ગે, વિશેષે એ કહેલ છે. ૧

કરવો કર્મમાર્ગે ના, કાં કે આ કલિકાલ છે;
તો પેલાં "ભક્તિમાર્ગે આ, કરવો," ત્યાં વિચાર છે. ૨

શ્રવણાદિપ્રવૃત્ત્યર્થ, કરવો ઇષ્ટ ના બને;
સહાયસંગસાધ્યત્વે, સાધનોનાંય રક્ષણે, ૩

अभिमानान्नियोगाच्च तद्धर्मैश्च विरोधतः ।
गृहादेर्बाधकत्वेन साधनार्थं तथा यदि ॥४॥
अग्रेऽपि तादृशैरेव सङ्गो भवति नान्यथा ।
स्वयं च विषयाक्रान्तः पाषण्डी स्यात्तु कालतः ॥५॥
विषयाक्रान्तदेहानां नावेशः सर्वदा हरेः ।
अतोऽत्र साधने भक्तौ नैव त्यागः सुखावहः ॥६॥
विरहानुभवार्थं तु परित्यागः प्रशस्यते ।
स्वीयबन्धनिवृत्त्यर्थं वेषः सोऽत्र न चान्यथा ॥७॥
कौण्डिन्यो गोपिकाः प्रोक्ता गुरवः साधनं च तत् ।
भावो भावनया सिद्धः साधनं नान्यदिष्यते ॥८॥
विकलत्वं तथा स्वास्थ्यं प्रकृतिः प्राकृतं न हि ।
ज्ञानं गुणाश्च तस्यैवं वर्तमानस्य बाधकाः ॥९॥
सत्यलोके स्थितिर्ज्ञानात् सन्न्यासेन विशेषितात् ।
भावना साधनं यत्र फलं चापि तथा भवेत् ॥१०॥
तादृशाः सत्यलोकादौ तिष्ठन्त्येव न संशयः ।
बहिश्चेत्प्रकटः स्वात्मा वह्निवत्प्रविशेद्यदि ॥११॥
तदैव सकलो बंधो नाशमेति न चान्यथा ।
गुणास्तु सङ्गराहित्याज्जीवनार्थं भवन्ति हि ॥१२॥
भगवान् फलरूपत्वान्नात्र बाधक इष्यते ।
स्वास्थ्यवाक्यं न कर्तव्यं दयालुर्न विरुध्यते ॥१३॥

અભિમાને નિયોગે ને, તેના ધર્મે વિરોધથી;
  ઓ કરે સાધવા જાણી, બાધ આવે ગૃહાદિથી, ૪
તોય આગળ તેવાની, સાથે સંગ સદા બને;
  ને પોતે વિષયાસક્ત, પાખંડી કાલથી બને. ૫
વિષયાસક્ત દેહીને, પ્રભુ—આવેશ ના કદી;
  અહિંએ સુખકારીના, સાધને ભક્તિમાં કદી. ૬
વિરહાનુભવાર્થે છે, પરિત્યાગ પ્રશસ્ય તે;
  ટાળવા સ્વીય બન્ધોને, વેષ છે, અન્યથા ન તે. ૭
ગુરુ કૌંડિન્ય ને ગોપી, કહેલાં; તેજ સાધન;
  વિચારે ભાવ છે સિદ્ધ, ન અહિં અન્ય સાધન. ૮
નથી પ્રાકૃત અસ્વાસ્થ્ય, ત્રિકલત્વ સ્વભાવ છે;
  ગુણજ્ઞાન થકી બાધ, વિરહીનેજ થાય છે. ૯
સન્ન્યાસે અટકા જ્ઞાને, સત્યલોકે રહ્યું બને;
  ભાવના સાધન જ્યાં છે, ત્યાં તેવું ફલ તો બને. ૧૦
સત્યલોકાદિમાં તેવા, રહે; ત્યાં નહિ કો શક;
  બહાર પ્રકટી સ્વાત્મા, પેસે જો અગ્નિ માફક, ૧૧
ત્યારેજ સઘળો બન્ધ, વણસે; અન્યથા નહિ;
  ગુણો તો સંગ ના હોતાં, જીવનાર્થે બને અહિં. ૧૨
ભગવાન્ ફલ હોવાથી, તેનો તો અહિં બાધ ના;
  કરો ન સ્વાસ્થ્યનું વાક્ય; તે દયાલુ, વિરુદ્ધ ના. ૧૩

दुर्लभोऽयं परित्यागः प्रेम्णा सिद्ध्यति नान्यथा ।
ज्ञानमार्गे तु सन्न्यासो द्विविधोऽपि विचारितः ॥१४॥
ज्ञानार्थमुत्तराङ्गं च सिद्धिर्जन्मशतैः परम् ।
ज्ञानं च साधनापेक्षं यज्ञादिश्रवणान्मतम् ॥१५॥
अतः कलौ स सन्न्यासः पश्चात्तापाय नान्यथा ।
पाषण्डित्वं भवेच्चापि तस्माज्ज्ञाने न संन्यसेत् ॥१६॥
सुतरां कलिदोषाणां प्रबलत्वादिति स्थितिः ।
भक्तिमार्गेऽपि चेद्दोषस्तदा किं कार्यमुच्यते ॥१७॥
अत्रारम्भे न नाशः स्याद्दृष्टान्तस्याप्यभावतः ।
स्वास्थ्यहेतोः परित्यागाद्बाधः केनास्य सम्भवेत् ॥१८॥
हरिरत्र न शक्नोति कर्तुं बाधां कुतोऽपरे ।
अन्यथा मातरो बालान्न स्तन्यैः पुपुषुः क्वचित् ॥१९॥
"ज्ञानिनामपि" वाक्येन न भक्तं मोहयिष्यति ।
आत्मप्रदः प्रियश्चापि किमर्थं मोहयिष्यति* ॥२०॥
तस्मादुक्तप्रकारेण परित्यागो विधीयताम् ।
अन्यथा भ्रश्यते स्वार्थादिति मे निश्चिता मतिः ॥२१॥

---

* ज्ञानिनामपि चेतांसि देवी भगवती हि सा ।
बलदाकृष्य मोहाय महामाया प्रयच्छति ॥
मार्कण्डेयपु दे. मा. १-५५

આ દુર્લભ પરિત્યાગ, પ્રેમથી ફક્ત સિદ્ધ છે;
 સન્ન્યાસ જ્ઞાનમાર્ગે તો, બે રીતેય રહેલ છે. ૧૪
જ્ઞાન ને મુક્તિ માટે, તે સેંકડો જન્મથી મળે;
 ઈચ્છે સાધન તે બેઉ, માન્યાં યજ્ઞાદિ સામ્ભળ્યે. ૧૫
આથી સન્ન્યાસ તે આપે, કલિમાં ફક્ત ઓરતો;
 ને પાખંડી બને, તેથી, જ્ઞાને તે ઈષ્ટ ના થતો. ૧૬
કલિદોષો બળી હોતાં, આવો નિર્ણય હું કહું;
 'ભક્તિમાર્ગેય જો દોષ, કરવું ત્યાં શું ?" એ કહું. ૧૭
કોઈ દૃષ્ટાન્ત ના હોતાં, આરમ્ભે નાશ ના અહિં;
 છોડતાં સ્વાસ્થ્યનો હેતુ, બાધ ક્યાં સમ્ભવે અહિં ? ૧૮
હરિ ના બાધ નાખે ત્યાં, બીજાં ક્યાંથી નડે કદી ?
 નહિ તો ક્યાંય માતાઓ, પોષે, ના બાળને કદી. ૧૯
"જ્ઞાનીઓનાંય" એ વાક્યે, કરે મોહ ન ભક્તને;
 નિવેદી, પ્રિય એ શાને, કરે મોહિત ભક્તને ? ૨૦
તે થકી કરવો ત્યાગ, આ કહેલા પ્રકારથી;
 નહિ તો સ્વાર્થને ખોશો, કહું નક્કી કરી, મથી. ૨૧

---

૨૦–જ્ઞાનીઓનાંય ચિત્તોને, દેવી ભગવતી ખરે,
 મહામાયા બળે ખેંચી, તુર્ત મોહિત એ કરે. મા. પુ. દે. મા. ૧–૫૫.

इति कृष्णप्रसादेन वल्लभेन विनिश्चितम् ।
संन्यासवरणं भक्तावन्यथा पतितो भवेत् ॥२२॥

## अथ निरोधलक्षणम् ॥

यच्च दुःखं यशोदाया नन्दादीनां च गोकुले ।
गोपिकानां तु यद् दुःखं तद् दुःखं स्यान्मम क्वचित् ॥१॥
गोकुले गोपिकानां च सर्वेषां व्रजवासिनाम् ।
यत्सुखं समभूत्तन्मे भगवान् किं विधास्यति ॥२॥
उद्धवागमने जात उत्सवः सुमहान्यथा ।
वृन्दावने गोकुले वा तथा मे मनसि क्वचित् ॥३॥
महतां कृपया यावद्भगवान् दयायिष्यति ।
तावदानन्दसन्दोहः कीर्त्यमानः सुखाय हि ॥४॥
महतां कृपया यद्वत् कीर्त्तनं सुखदं सदा ।
न तथा लौकिकानां तु स्निग्धभोजनरूक्षवत् ॥५॥
गुणगाने सुखावाप्तिर्गोविन्दस्य प्रजायते ।
यथा तथा शुकादीनां नैवात्मनि कुतोऽन्यतः ॥६॥
क्लिश्यमानान् जनान् दृष्ट्वा कृपायुक्तो यदा भवेत् ।
तदा सर्वं सदानन्दं हार्दिस्थं निर्गतं बहिः ॥७॥
सर्वानन्दमयस्यापि कृपानन्दः सुदुर्लभः ।
हृद्गतः स्वगुणाञ्छ्रुत्वा पूर्णः प्लावयते जनान् ।८॥

કૃષ્ણ-પ્રસાદથી આમ, ત્યાગસ્વીકાર ભક્તિમાં;
વલ્લભે આ કર્યો નક્કી નહિ, તો જાય નાશમાં. ૨૨

## નિરોધલક્ષણ.

જે જે દુઃખ યશોદાને, તેમ નન્દાદિ ગોપને;
ગોકુલે ગોપિકાઓને, ત, કહિં થાય શું મને ? ૧
ગોકુલે ગોપિકાઓને, વ્રજવાસી બધાંયને;
થયું જે સુખ તે ત્યાંનું, પ્રભુ શું આપશે મને ? ૨
હતો ઉદ્ધવજી આવ્યે, ત્યાં વૃન્દાવન--ગોકુલે;
જે મહોત્સવ તેવો તે, મારે ચિત્તે કદી મલે ? ૩
જ્યાં સુધી પ્રભુ મોટાની, કૃપાએ કરુણા કરે;
ત્યાં સુધી મોદનો પુંજ, કીર્ત્યમાન સુખી કરે. ૪
જેમ કીર્ત્તન મોટાની, કૃપાએજ સુખી કરે,
સ્નિગ્ધ ખાનારને લૂખું, તેવું લૌકિક ના કરે. ૫
ગુણ ગોવિન્દના ગાતાં, સુખ જેવું સદા મળે;
તેવું શુકાદિને ચિત્તે, ન; બીજે ક્યાં થકી મળે ? ૬
મુંઝાતાં જનને જોઈ, જ્યાં કૃપાયુક્ત એ બને;
ત્યાં તો પૂર્ણ પરબ્રહ્મ, હૃદિસ્થ પ્રકટ્યું બને. ૭
સુદુર્લભ કૃપાનન્દ, સર્વાનન્દ તણો ખરે;
હૃદ્ગત સ્વગુણો સૂણી, જનોને રસકયાં કરે. ૮

तस्मात्सर्वं परित्यज्य निरुद्धैः सर्वदा गुणाः ।
सदानन्दपरैर्गेयाः सच्चिदानन्दता ततः ॥९॥
अहं निरुद्धो रोधेन निरोधपदवीं गतः ।
निरुद्धानां तु रोधाय निरोधं वर्णयामि ते ।१०॥
हरिणा ये विनिर्मुक्तास्ते मग्ना भवसागरे ।
ये निरुद्धास्त एवात्र मोदमायान्त्यहर्निशम् ॥११॥
संसारावेशदुष्टानामिन्द्रियाणां हिताय वै ।
कृष्णस्य सर्ववस्तूनि भूम्न ईशस्य योजयेत् ॥१२॥
गुणेष्वाविष्टचित्तानां सर्वदा मुरवैरिणः ।
संसारविरहक्लेशौ न स्यातां हरिवत्सुखम् ॥१३॥
तदा भवेद्दयालुत्वमन्यथा क्रूरता मता ।
बाधशङ्काऽपि नास्त्यत्र तदध्यासोऽपि सिद्ध्यति ॥१४॥
भगवद्धर्मसामर्थ्याद्विरागो विषये स्थिरः ।
गुणैर्हरेः सुखस्पर्शान्न दुःखं भाति कर्हिचित् ॥१५॥
एवं ज्ञात्वा ज्ञानमार्गादुत्कर्षो गुणवर्णने ।
अमत्सरैरलुब्धैश्च वर्णनीयाः सदा गुणाः ॥१६॥
हरिमूर्तिः सदा ध्येया सङ्कल्पादपि तत्र हि ।
दर्शनं स्पर्शनं स्पष्टं तथा कृतिगती सदा ॥१७॥
श्रवणं कीर्तनं स्पष्टं पुत्रे कृष्णप्रिये रतिः ।
पायोर्मलांशत्यागेन शेषभागं तनुं नयेत् ॥१८॥

રોકી ચિત્ત સદાનન્દે, તેથી સર્વ ત્યજી સદા,
ગાવા પ્રભુ-ગુણો; મેળે, સચ્ચિદાનન્દતા સદા. ૯
નિરોધ-માર્ગમાં આવ્યો, રોધથી છું નિરુદ્ધ હું;
રોધ માટે નિરુદ્ધોના, નિરૂપું છું નિરોધ હું. ૧૦
જેઓને હરિએ ત્યાગ્યા, તે ડૂબ્યા ભવ-સાગરે,
જેઓ નિરુદ્ધ, આનન્દ, પ્રાપ્ત તેઓ સદા કરે. ૧૧
મુરારિના ગુણે રક્ત, જનોને ન કદી બને,
સંસાર-વિરહ ક્લેશ, હરિ જેમ સુખી બને. ૧૨
ત્યારે બને દયાલુત્વ, નહિ તો ક્રૂરતા બને,
ન અહિં બાધ શંકાય, સિદ્ધ આસક્તિથી બને, ૧૩
સંસારાવેશથી દુષ્ટ, ઇન્દ્રિયોનું ભલું થવા,
ભૂમા, કૃષ્ણ, નિયન્તાને, પદાર્થો સર્વ અર્પવા. ૧૪
ભગવદ્ધર્મસામર્થ્યે, વૈરાગ્યવિષયે સદા;
ગુણે હરિસુખસ્પર્શ, દુઃખ દેખાય ના કદા. ૧૫
જ્ઞાનમાર્ગ થકી આમ, જાણી ઉત્કર્ષ વર્ણને,
રહેવું ગુણને ગાતા, છોડીને લોભ-ખારને. ૧૬
હરિમૂર્ત્તિ તણું ધ્યાન, કરો સંકલ્પથી સદા;
સ્પષ્ટ દર્શન ને સ્પર્શ, કૃતિ ને ગતિ સર્વદા. ૧૭
કીર્ત્તન શ્રવણ સ્પષ્ટ, સ્નેહ વૈષ્ણવ પુત્રમાં,
ત્યજી મલાંશ બાકીનું, લહો સર્વ શરીરમાં. ૧૮

यस्य वा भगवत्कार्यं यदा स्पष्टं न दृश्यते ।
तदा विनिग्रहस्तस्य कर्त्तव्य इति निश्चयः ॥१९॥

नातः परतरो मन्त्रो नातः परतरः स्तवः ।
नातः परतरा विद्या तीर्थं नातःपरात्परम् ॥२०॥

---

## अथ सेवाफलम् ॥

यादृशी सेवना प्रोक्ता तत्सिद्धौ फलमुच्यते ।
अलौकिकस्य दाने हि चाद्यः सिध्येन्मनोरथः ॥१॥

फलं वा ह्यधिकारो वा न कालोऽत्र नियामकः ।
उद्वेगः प्रतिबन्धो वा भोगो वा स्यात्तु बाधकम् ॥२॥

अकर्त्तव्यं भगवतः सर्वथा चेद्गतिर्न हि ।
यथा वा तत्त्वनिर्धारो विवेकः साधनं मतम् ॥३॥

बाधकानां परित्यागो भोगेऽप्येकं तथा परम् ।
निष्प्रत्यूहं महान्भोगः प्रथमे विशते सदा ॥४॥

सविघ्नोऽल्पो घातकः स्याद्बलादेतौ सदा मतौ ।
द्वितीये सर्वथा चिन्ता त्याज्या संसारनिश्चयात् ॥५॥

न त्वाद्ये दातृता नास्ति तृतीये बाधकं गृहम् ।
अवश्येयं सदा भाव्या सर्वमन्यन्मनोभ्रमः ॥६॥

જે તણું ભગવત્કાર્ય, દીસે ના સ્પષ્ટ જે સમે;
નક્કી નિગ્રહ તે કેરો, કરવો ખાસ તે સમે. ૧૯
મન્ત્ર શ્રેષ્ઠ નથી આથી, સ્તોત્ર શ્રેષ્ઠ વળી નથી,
વિદ્યા શ્રેષ્ઠ નથી આથી, તીર્થ શ્રેષ્ઠ વળી નથી. ૨૦

## સેવાફલ.

જેવી સેવા કહી તેવી, સધાતાં ફલ નિમ્ન છે,
અલૌકિક તણાં દાને, આદ્યેચ્છા સિદ્ધ થાય છે. ૧
ફલ કે અધિકાર ત્યાં, કાલ છે ના નિયામક,
કાં પ્રતિબન્ધ, ઉદ્વેગ, બને કાં ભોગ બાધક. ૨
પ્રભુને કરવી ના જો, તો કદી ગતિ ના બને,
તત્ત્વ-નિશ્ચયની રીતે, માનો સાધન જ્ઞાનને. ૩
કરો બાધકનો ત્યાગ, ભોગે તો એક; અન્ય તો,
છે નિર્વિઘ્ન મહા ભોગ, પહેલે ફલ પેસતો. ૪
સવિઘ્ન અલ્પહન્તા છે, બળે આ બે નડે સદા,
સંસારનિશ્ચયે ચિન્તા, બીજે તો ત્યજવી સદા. ૫
પેલે ના ત્યાં ન દાતૃત્વ, ત્રીજે ઘર નડે સદા,
"વશ્ય આ ત્રણ ના," જાણો, ભ્રાન્તિ બીજી બધી સદા. ૬

तदीयैरपि तत्कार्यं पुष्टौ नैव विलम्बयेत् ।
गुणक्षोभेऽपि द्रष्टव्यमेतदेवेति मे मतिः
कुसृष्टिरत्र वा काचिदुत्पद्येत स वै भ्रमः ॥७॥

इति श्रीमद्वल्लभाधीश्वरप्रणीतषोडशग्रन्था: ॥

## अथ सेवाफलविवरणम् ॥

सेवायां फलत्रयम् (१) अलौकिकसामर्थ्यं, (२) सायुज्यं, (३) सेवोपयोगिदेहो वैकुण्ठादिषु ॥

सेवायां प्रतिबन्धकत्रयम् (१) उद्वेगः, (२) प्रतिबन्धो वा, (३) भोगो वा । त्रयाणां साधनपरित्यागः कर्तव्यः ॥

भोगो द्विविधः–(१) लौकिकः (२) अलौकिकश्च । तत्र लौकिकस्त्याज्य एव । अलौकिकभोगस्तु फलानां मध्ये प्रथमे प्रविशति ॥

प्रतिबन्धोऽपि द्विविधः–(१) साधारणः । (२) भगवत्कृतश्च । तत्राद्यो बुद्ध्या त्याज्यः । भगवत्कृतश्चेत्प्रतिबन्धस्तदा भगवान् फल न दास्यतीति मन्तव्यम् । तदान्यसेवापि व्यर्था । तदासुरोऽयं जीव इति निर्द्धारः । तदा ज्ञानमार्गेण स्थातव्यं शोकाभावायेति विवेकः ॥

કરવું તે તદીયોએ, પુષ્ટિમા નહિ શોભવું;
ગુણક્ષોભેય જોવું એ, મારું છે એમ માનવું. ૭
"કુસાષ્ટ ઉપજે કાંઈ, અહિં," એ ભ્રમ ફક્ત છે.
આમ ષોડશ ગ્રન્થોની, સમશ્લોકી સમાપ્ત છે. ૮

## સેવાફલવિવરણ.

સેવામાં ત્રણ ફલ છે-(૧) અલૌકિક સામર્થ્ય, (૨) સાયુજ્ય, (૩) વૈકુંઠ વગેરેમાં સેવા વિષે ઉપયોગી દેહ.

સેવામાં ત્રણ પ્રતિબન્ધ કરનાર છે-(૧) ઉદ્વેગ, (૨) પ્રતિબન્ધ, કે (૩) ભોગ. એ ત્રણેનો સાધનથી પરિત્યાગ કરવો.

ભોગ બે પ્રકારનો છે-(૧) લૌકિક, અને (૨) અલૌકિક. તેમાં લૌકિક ભોગનો તો ત્યાગજ કરવો. અલૌકિક ભોગ તો ફલોનાં મધ્યમાં પહેલે ફળે પ્રવેશે છે.

પ્રતિબન્ધ પણ બે પ્રકારનો છે-(૧) સાધારણ, અને (૨) ભગવાને કરેલો. તેમાં પહેલા સાધારણ પ્રતિબન્ધનો બુદ્ધિ વડે ત્યાગ કરવો. જો પ્રતિબન્ધ ભગવાને કરેલો હોય તો, "ભગવાન્ ફળ નહિ આપે," એમ માનવું. ત્યારે "અન્ય સેવા પણ વ્યર્થ; અને આ જીવ આસુર છે," એમ નક્કી જાણવું. અને તેવે સમયે શોકની નિવૃત્તિ માટે જ્ઞાનમાર્ગે રહેવું.

ननु साधारणो भोगः कथं त्यक्तव्य इत्याकाङ्क्षायामाह सविघ्नोऽल्पो घातकः स्यादिति। सविघ्नत्वादल्पत्वाद्भोगस्त्याज्यः एतौ सदा प्रतिबन्धकौ । द्वितीयो भगवत्कृतप्रतिबन्धः ॥

ज्ञानस्थित्यभावे चिन्ताभावार्थमाह द्वितीय इति । आद्यफलाभावे भगवतो दातृत्वं नास्ति। तदा सेवा नाधि दैविकीत्युक्तं भवति । भोगाभावस्तदैव सिद्ध्यति यदा गृहपरित्यागः ॥

इति श्रीमद्वल्लभाधीश्वरविरचितं सेवाफलविवरणम् ॥

---

વારુ ! સાધારણ ભોગનો કેમ ત્યાગ કરવો ? એવી આકાંક્ષામાં "સવિઘ્ન અલ્પ, હન્તા છે" એમ કહે છે, વિઘ્ન સાથે હોવાથી અને અલ્પપણું હોવાથી, ભોગનો ત્યાગ કરવો. "આ બે નડે સદા" એમ ભોગ અને પ્રતિબન્ધ, પ્રતિબન્ધ કરનાર છે. તેમાં બીજો ભગવાને કરેલો પ્રતિબન્ધ છે.

જ્ઞાનની સ્થિતિના અભાવમાં ચિન્તાની નિવૃત્તિ માટે "બીજો" એમ કહે છે. "પહેલા ફલના અભાવમાં ભગવાનનું દાતાપણું નથી. ત્યાં સેવા આધિદૈવિકી નથી," એમ કહેવામાં આવે છે. જ્યારે ગૃહનો ત્યાગ થાય, ત્યારેજ ભોગનો અભાવ સિદ્ધ થાય છે.

श्रीकृष्णार्पणमस्तु ॥

---

# शुद्धिपत्रम् ।

| पृ. | पं. | अशुद्धम् | शुद्धम् । |
|---|---|---|---|
| २ | ४ | रेणूत्कटाम् ॥ | रेणूत्कटाम् ॥ |
| ९ | १८ | थइने | थई ने |
| १० | १५ | विषेषेण | विशेषेण |
| १२ | १८ | पुष्टिमार्गे | पुष्टिमार्गे |
| १६ | २ | सर्वत्रोतकर्ष- | सर्वत्रोत्कर्ष- |
| २९ | २ | धर्य | धैर्य |
| ३० | ३ | मनः सिद्धौ सर्वार्थे | मनःसिद्धौ सर्वार्थे |
| ૩૩ | ૬ | લાભ પૂર્ણાર્થ | લાભપૂર્ણાર્થ |
| ३४ | ४ | प्रभु | प्रभुः |
| ૩૫ | ૯ | સ્મૃતિને | સ્મૃતિ ને |
| ३६ | १५ | जलभेद ॥ | जलभेदः ॥ |
| ૪૫ | ૬ | સુખકારીના | સુખકારી ના |
| ૪૭ | ૧૨ | પોષે, | પોષે |
| ૪૯ | ૫ | ત, | તે |

ઉપરાંત ક્યાંક હ્રસ્વ અનુસ્વાર અને ક્યાંક રેફ તૂટી ગયાં છે, તે સુધારી વાંચવું.

સુચના—આ પુસ્તકની એક પ્રતિ મંગાવનારે ત્રણ આનાની ટિકીટજ પોષ્ટથી મોકલવી.

प्राप्तिस्थानम्—

(१) अमीलाल जमनादास श्री मांगरोल
वैष्णव सुबोधिनी पाठशाळा.
मांगरोल–काठीआवाड.

(२) मेसर्स शास्त्री ब्रधर्स,
बुकसेलर्स.
मांगरोल–काठीआवाड.

---

Printed by Somalal M. Shah at the "Gujarat" P. Pre
Richey Road, Ahmedabad; and Published by
Keshavram Kashiram Shastree at the
A. G. Vaishnava S. Pathshala,
Mangrol, Kathiawar. 18-1-26
COPIES 1000.

---